છેદન ચોજનતા નહીં, વસ્તુ સ્વભાવ સમાય, પ્ર૦ બા૦ ૮
ગુણ પર્યાય અનંતતા, કારક પરિણતિ તેમ, પ્રભુજી.
નિજ નિજ પરણુતિ પરણુમે, ભાવ અહિંસક એમ, પ્ર૦ બા૦ ૯
એમ અહિંસકતા મઈ, દીઠો તું જિનરાજ, પ્રભુજી.
રક્ષક નિજ પર જીવનો, તારણ તરણ જિહાંજ, પ્ર૦ બા૦ ૧૦
પરમાતમ પરમેસર, ભાવ દયા દાતાર, પ્રભુજી;
સેવો ધ્યાવો એહને, દેવચંદ્ર સુખકાર; પ્ર૦ બા૦ ૧૧

## ઈતિ શ્રી બાહુજિન સ્તવન. ૩

શ્રી સુબાહુ જિન અંતર જામી, મુઝ મનનો વિસરામી રે, પ્રભુ અંતરજામી.
આતમ ધર્મ તણો આરામી, પર પરણુતિ નિઃકામી રે, પ્ર૦ ૧
કેવલ જ્ઞાન અનંત પ્રકાશી, ભવિ જિન કમલ વિકાશી રે, પ્ર૦
ચિદાનંદ ઘન તત્વ વિલાસી, શુદ્ધ સ્વરૂપ નિવાસી રે, પ્ર૦ ૨
યદ્યપિ હું મોહાદિક છલિઓરે, પર પરિણુતિ સું ભળિઓ રે, પ્ર૦
હવે તુજ સમ મુઝ સાહિબ મલિઓ, તિણ સવિ ભવ ભય ટલિઓ રે,પ્ર૦ ૩
ધ્યેય સ્વભાવે પ્રભુ અવધારી, દુરધ્યાતા પરિણુતિ વારિ રે, પ્ર૦
ભાસન વીર્ય એકતા કારી, ધ્યાન સહજ ( ૨ ) સંભારી રે. પ્ર૦ ૪
ધ્યાતા ધ્યેય સમાધિ અભેદે, પર પરણુતિ વિછેદે રે, પ્ર૦
ધ્યાતા સાધક ભાવ ઉછેદે, ધ્યેય સિદ્ધતા વેદે રે. પ્ર૦ ૫
દ્રવ્ય ક્રિયા સાધન વિધિ યાચી, જે જિન આગમ વાંચી રે, પ્ર૦
પરિણુતિ વૃત્તિ વિભાવે રાચી, તિણ નવિ થાએ સાચી રે. પ્ર૦ ૬
પિણ નવિ ભવ જિન રાજ પસાએ, તત્વ રસાયણ પાયે રે, પ્ર૦
પ્રભુ ભગતિ નિજ ચિત્ત વસાયે, ભાવ રોગ મિટ જાય રે, પ્ર૦ ૭
જિન વર વચન અમૃત અનુ સરિયે, તત્વ રમણ આદરિયે રે, પ્ર૦

દ્રવ્ય ભાવ આશ્રવ પરહરિયે, દેવચંદ્ર પદ વરિયે રે, પ્ર૦ ૮

## ઇતિ શ્રી સુબાહુ જિન સ્તવન. ૪

### ઢાલ.

### દેહુ દેહુ નણદ હઠીલી, એ દેશી.

સ્વામી સુજાત સુહાવ્યા, દીઠાં આણંદ પાયોરે, મન મોહન જિન રાયા
જિણે પૂરણ તત્વ નિપાયા, દ્રવ્યાસિક નય ઠહરાયા રે. મ૦ ૧
પર્યાયાસ્તિક નય રાયા, તે મૂલ સ્વભાવ સમાયા રે, મ૦
જ્ઞાનાદિક સ્વર પર જાયા, નિજ કાર્ય કરણ વરતાયા રે. મ૦ ૨
અસિંનય માર્ગ કહાયા, તે વિકલ્પ ભાવ સુણાયા રે, મ૦
નય ચ્યાર તે દ્રવ્ય થપાયા, શબ્દાદિક ભાવ કહાયા રે. મ૦ ૩
દુર્નય તે સુનય ચલાયા, એકત્વ અભેદે ધ્યાયા રે, મ૦
તે સવિ પરમાર્થ સમાયા, તસુ વર્તન ભેદ ગમાયા રે. મ૦ ૪
સ્યાદ વાદ વસ્તુ કહીજેં, તસુ ધર્મ અનંત લહીજેં રે, મ૦
સામાન્ય વિશેષનો ધામ, તે દ્રવ્યાસ્તિક પરિણામ રે. મ૦ ૫
નિજ રૂપ અનંત ગણીજે, તે દિવ્ય જ્ઞાન જાણીજે રે, મ૦
શ્રુતજ્ઞાને નય પંથ લીજે, અનુભવ આસ્વાદન કીજે રે, મ૦ ૬
પ્રભુ શકિત વ્યકિત એક ભાવે, ગુણ સર્વ રહ્યા સમ ભાવે રે, ૦મ
માહરી સત્તા પ્રભુ સરખી, જિન વચન સહાઓ પરખીરે. મ૦ ૭
તું તો નિજ સંપત્તિ ભોગી, હું તો પર પરણતિ યોગી રે, મ૦
તેણે તુમે પ્રભુ માહરા સ્વામી, હું સેવક તુઝ ગુણ ગ્રામી રે. મ૦ ૮
એ સંબંધોચિત સમચાયેં, મુઝ સિદ્ધિનો કારણ થાયે રે, મ૦
જિન રાજ સેવના કરવી, ધ્યેય ધારણા ધરવી રે, મ૦ ૯

પૂરણ બ્રહ્મ અરૂપી, સત જ્ઞાનાનંદ સ્વરૂપી રે, મ૦
ઇમ તત્વાલંબન કરિયે, તો દેવચંદ્ર પદ વરિયે રે, મ૦ ૧૦

### ઈતિ શ્રી સુજાત પ્રભુ સ્તવનં ૫

### ઢાલ

### મો મનરોહે ડાઉહોમે, સરીઠાકુર મહદરો, એ દેશી.

સ્વામી સ્વયંપ્રભને હો જાઉં ભામણે, હરખેં વાર હજાર,
વસ્તુ ધર્મ પૂર્ણ જસુ નીપનો, ભાવ કૃપા કરતાર. સ્વા૦ ૧
દ્રવ્ય ધર્મ તે હો જોગ સમારવા, વિષયાદિક પરિહાર,
આતમ શકિત સભાવ સુધર્મનો, સાધન હેતુ ઉદાર. સ્વા૦ ૨
ઉપસમ ભાવેં હો મિશ્ર ક્ષાયક પણે, જે નિજ ગુણ પ્રાગ્ભાવ,
પુર્ણાવસ્થાને નિપજાવતો, સાધન ધર્મ સ્વભાવ. સ્વા૦ ૩
સમકિત ગુણથી હો સૈલે સીલેંગ, આતમ અનુગત ભાવ. સ્વા૦
સંવર નિર્જર હો ઉપાદાન હેતુતા, સાધ્યાલંબન દાવ. સ્વા૦ ૪
સકલ પ્રદેશેં હો કર્મ અભાવતા, પુર્ણાનંદ સ્વરૂપ,
આતમ ગુણની હો જે સંપૂર્ણતા, સિદ્ધ સ્વભાવ અનૂપ. સ્વા૦ ૫
અચલ અબાધિત હો જે નિસ્સંગતા, પરમાતમ ચિદ્રૂપ;
આતમ ભોગેં હો રમતા નિજ પદે, સિદ્ધ રમણ એ રૂપ. સ્વા૦ ૬
એહવો ધર્મ હો પ્રભુને નીપનો, ભાખ્યો એહવો ધર્મ;
આદરતાં હો ભવિયણ સુચિ હવે, ત્રિ વિધિ વિદારિ કર્મ. સ્વા૦ ૭
નામ ધર્મ હો ઠવણા ધર્મ તથા, દ્રવ્ય ક્ષેત્ર તમ કાલ. સ્વા૦
ભાવ ધર્મના હો હેતુપણે ભલા, ભાવ વિના સહુ આલ. સ્વા૦ ૮
શ્રદ્ધા ભાસન હો તત્વ રમણ પણે, કરતા તન્મય ભાવ;

દેવચંદ્ર જિન પદ સેવતાં, પ્રગટે વસ્તુ સભાવ. સ્વ૦ ૯

ઈતિ શ્રી સ્વયંપ્રભુ સ્તવન. ૬

## ઢાલ.

## વારી ગોડી પાસની, એ દેશી.

શ્રી રિષભાનન વાંદિએ, અચલ અનંત ગુણ વાસ; જિનવર.
ક્ષાયક ચારિત્ર ભોગથી, ગ્નાનાનંદ વિલાસ. જિ૦ શ્રી૦ ૧
જે પ્રસન્ન પ્રભુ મુખ્ય ગ્રહે, તેહિજ નયન પ્રધાન; જિ૦
જિનવરને જે નામિયે, મસ્તક તેહ પ્રમાણ. જિ૦ શ્રી૦ ૨
અરિહા પદકજ અરચિયેં, સલહિજે તે હત્થ; જિ૦
પ્રભુ ગુણ ચિંતનમેં રમે, તેહિજ મન સુંકયત્થ; જિ૦ શ્રી૦ ૩
જાણો છો સહુ જીવની, સાધક બાધક ભાંતિ; જિ૦
પણ શ્રી મુખથી શાંભળી, મન પામે નીરાંત. જિ૦ શ્રી૦ ૪
તીન કાલ જાણુગ ભણી, શું કહિયે વારં વાર; જિ૦
પૂર્ણાનંદ પ્રભુ તણો, ધ્યાન તે પરમ આધાર. જિ૦ શ્રી૦ ૫
કારણથી કારજ હવે, એ શ્રી જિનમુખ્ય વાણ, જિ૦
પુષ્ટ હેતુ મુઝ સિદ્ધનો, જાણી કીધ પ્રમાણ. જિ૦ શ્રી૦ ૬
શુદ્ધ તત્વ નિજ સંપદા, જ્યાંલગિ પુર્ણ ન થાય, જિ૦
ત્યાંલગિ જગ ગુરૂ દેવના, સેવું ચરણ સદાય. જિ૦ શ્રી૦ ૭
કાર્ય પૂર્ણ કરચા વના, કારણ કિમ મુકાયે. જિ૦
કાર્ય રૂચિ કારણ તણા, સેવે શુદ્ધ ઊપાય. જિ૦ શ્રી૦ ૮
ગ્નાન ચરણ સંપૂર્ણતા, અવ્યાબાધ અમાય; જિ૦

દેવચંદ્ર પદ પામિયે, શ્રી જિનરાજ પસાય. જિ૦ શ્રી૦ ૯

ઈતિ શ્રી ઋષભાનન સ્તવન.

ઢાલ

## ચરણાલી ચામુંડા રણ ચડે. એ દેશી.

અનંત વીર્ય જિન રાજનો, સુચિ વીરજ પરમ અનંત રે;
નિજ આતમ ભાવે પરણમ્યો, ગુણ વૃત્તિ વર્તના વંત રે.
મન મોહ્યો અમારો પ્રભુ ગુણે. ૧
યદ્યપિ જીવ સહુ સદા, વીર્ય ગુણ સત્તા વંત રે;
પણ કર્મે આવૃત ચલ તથા, બાલ બાધક ભાવ લહંત રે, મં૦ ૨
અલ્પ વીર્ય ક્ષયોપસમ અછે, અવિભાગ વર્ગણા રૂપ રે;
ખડ ગુણ એમ અસંખ્યથી, થાય યોગસ્થાન સ્વરૂપરે. મ૦ ૩
સુહમ નિગોદ જીવથી, જાસન્નિવર પજજત્તરે;
જોગ ઠાણ અસંખ્ય છે, તરતમ મોહે પરાયત્તરે. મ૦ ૪
સંયમ યોગે વીર્ય તે, તુમે કીધો પંડિત દક્ષ રે;
સાધ્યરસિ સાધકપણે, અભિસંધિ રમ્યો નિજ લક્ષરે. મ૦ ૫
અભિસંધિ અબંધક નીપજે, અનભિસંધિ અબંધક થાયરે;
થિર એકત્વતા વર્ત્તતો, તે ક્ષાયક શકિત સમાય રે. મ૦ ૬
ચક્ર ભ્રમના યસ જોગતા, તજિ કીધ અજોગિ ધામ રે;
અકરણ વીર્ય અનંતતા, નિજ ગુણ સહકાર અકામ રે. મ૦ ૭
શુદ્ધ અચલ નિજ વીર્યની, નિરૂપાધિક શકિત અનંત રે;
તે પ્રગટી મેં જાણી સહી, તિણે તુમહિજ દેવ મહંત રે. મ૦ ૮
તુઝ જ્ઞાને ચેતના અનુગમે, મુઝ વીર્ય સ્વરૂપ સમાય રે;

પંડિત ક્ષાયકતા પામસે, એ પૂર્ણ સિદ્ધ ઉપાય રે. મ૦ ૯
નાયક તારક તું ધણી, સેવનથી આતમ સિદ્ધરે;
દેવચંદ્ર પદ સંપજે, વર પરમાનંદ સમૃદ્ધ રે. મ૦ ૧

ઈતિ શ્રી અનંતવીર્ય સ્તવન ૮

**ઢાલ**

**કડખાની દેશી.**

સૂર જગદીશની તીક્ષ્ણતા અતિ સૂરતા, જિણે ચિર કાલનો મોહ જીત્યો;
ભાવ સ્યાદ વાદતા શુદ્ધ પરગાસ કરિ, નીપનો પરમ પદ જગ વિદીતો. સૂ૦ ૧
પ્રથમ મિથ્યાત હણિ શુદ્ધ દંશણ નિપુણ, પ્રગટ કરિ જેણ અવિરત પણાસી,
શુદ્ધ ચારિત્ર ગત વીર્ય એકત્વથી, પરણતિ કલુષતા સવિ વિણાસીં. સૂ૦ ૨
બારે અભાવની કર્તૃતા મૂલથી, આત્મ પરિણામ કર્તૃત્વ ધારે,
શ્રેણિ આરોહતાં વેદહા સ્યાદિની, સંગમે ચેતના પ્રભુ નિવારે. સૂ૦ ૩
ભેદ જ્ઞાને યથા વસ્તુ તે ઓલખી, દ્રવ્ય પર્યાયમેં થઇ અભેદી;
ભાવ સવિકલ્પતા છેદિ કેવલ સકલ, જ્ઞાન આનંદતા સ્વામી વેદી. સૂ૦ ૪
વીર્ય ક્ષાયક બલેં ચપલતા યોગની, રોધિ ચેતન કરો સુચિ અલેસી
ભાવ સૈલેસિમેં પરમ અક્રિય થઇ, ક્ષય કરી ચ્યાર તનુ કર્મ સેસી. સૂ૦ ૫
વર્ણ રસ ગંધ વિનુ ફરસ સંથાન વિનુ, જોગ તનુ સંગ વિનુ જિન અરૂપી
પરમ આનંદ અત્યંત સુખ્ખ અનુભવી, તત્વ તન્મય સદા ચિત્સ્વરૂપી. સૂ૦ ૬
તાહરી સૂરતા ધીરતા તીક્ષ્ણતા, દેખિ સેવક તણો ચિત્ત રાચ્યો;
રાગ સુપ સત્વથીગુણી આ સ્વર્યતા, ગુણી અદ્ભુત પણે જીવ માચ્યો. સૂ૦ ૭
આતમ ગુણ રૂચિ થયે, તત્વ સાધન રસી, તત્વ નિષ્પત્તિ નિર્વાણ થાવે;
દેવચંદ્ર શુદ્ધ પરમાત્મ સેવન થકી, પરમ આત્મીક આનંદ પાવે. સૂ૦ ૮

ઈતિ શ્રી સુર પ્રભુ સ્તન. ૯

## ઢાલ.

## આણી વાણી જિનતણી, એ દેશી.

દેવ વિશાલ જિણંદની, તુમે ધ્યાવો તત્વ સમાધિ રે,
ચિદાનંદ રસ અનુભવિ, સહજ અકૃત નિરૂપાધિ રે.
અરિહંત પય વંદિયે ગુણવંતરે. ગુણવંત અનંત મહંત સ્તવો.
ભવ તારણો ભગવંત, રે. ટેક.
ભવ ઉપાધિ ગદ ટાળવા, પ્રભુજી છો વૈદ્ય અમોધ રે;
રત્ન ત્રયી ઔષધ કરી, તુમે તાર્યા ભવિ જન ઓઘ રે. અ૦ ૨
ભવ સમુદ્ર જલ તારવા, નિરજામક સમ જિનરાજ રે,
ચરણ જિહાજે પામિયે, અક્ષય શિવ નગરનો રાજ રે. અ૦ ૩
ભવ અટવી અતિ ગહનથી, પારગ પ્રભુજી સથવાહ રે,
શુદ્ધ માર્ગ દર્શક પણે, યોગ ક્ષેમંકર નાહરે. અ૦ ૪
રક્ષક જિન છકાયના, વળિ મોહ નિવારક સ્વામિ રે,
સમણ સંઘ રક્ષક સદા, તિણ ગોપઇશ અભિરામ રે. અ૦ ૫
ભાવ અહિંસક પૂર્ણતા, માહણતા ઉપદેશ રે,
ધર્મ અહિંસક નીપનો, માહણ જગદીશ વિશેશ રે. અ૦ ૬
પુષ્ટ કારણ અરિહંતજી, તારક જ્ઞાયક મુનિચંદ રે,
મોચક સર્વ વિભાવથી, જીપાવે મોહ અરિંદ રે. અ૦ ૭
કામ કુંભ સુરમણિ પરેં, સહજે ઉપગારિ થાય રે;
દેવચંદ્ર સુખકર પ્રભુ ગુણ, ગેહ અમોહ અમાય રે. અ૦ ૮

ઇતિ શ્રી દેવ વિશાલ સ્તવન. ૧૦

## ઢાલ

## નદી જમુનાકે તીર ખડે દોઉ પંખિઆં, એ દેશી.

વિહરમાન ભગવાન સુણો મુઝ વીનતિ,
જગ તારક જગનાથ અછો ત્રીભુવન પતિ,
ભાસક લોકા લોક તિણે જાણો છતિ,
તો પણ વિતગ વાત કહું છું મુઝ પ્રતિ. ૧
હું સરૂપ નિજ છોડિ રમ્યો પર પુદ્ગલે,
ઝીલ્યો ઉલટી આણિ વિષય તૃષ્ણા જલેં,
આશ્રવ બંધ વિભાવ કરૂં રૂચિ આપણી.
ભૂલ્યો મિથ્યા વાસ દોષ થું પરભણી. ૨
અવગુણ ઢાંકણ કાજ કરૂં જિન મત ક્રિયા,
ન તજું અવગુણ ચાલ અનાદિની જે પ્રિયા,
દૃષ્ટિ રાગનો પોષ તેહ સમકિત તણું,
સ્યાદ વાદની રીતિ ન દેખું નિજ પણું. ૩
મન તણુ ચપલ સ્વભાવ વચન એકાંતતા,
વસ્તુ અનંત સભાવ ન ભાસે જે છતા,
જે લોકોત્તર દેવ નમું લોકીકથી,
દુર્લભ સિદ્ધ સભાવ પ્રભો તહકીકથી. ૪
મહા વિદેહ મઝાર કે તારક જિન વરૂ,
શ્રી વજ્રધર અરિહંત અનંત ગુણા કરૂ,
તે નિર્યામ શ્રેષ્ટ સહી મુઝ તારસે;
મહા વૈદ્ય ગુણ જોગ રોગ ભવ વારસે. ૫

પ્રભુ મુખ ભવ્ય સ્વભાવ સુણજો માહરો,
તો પામું અમો મોદ એહ ચેતન ખરો,
થાએ શિવ પદ આસ રાસી સુખ વૃંદની,
સહજ સ્વરૂપ સ્વતંત્ર વખાણિ આણંદની. ૬
વલગા જે પ્રભુ નામ ધામ તે ગુણ તણા,
ધારો ચેતન રામ એહ થિર વાસના,
દેવ ચંદ્ર જિનચંદ્ર રિદય થિર થાપજો,
જિન આણા જુત ભકિત મુઝને આપજો. ૭

## ઈતિશ્રી વજૂધર સ્તવન. ૧૧

### ઢાલ

## વીરા વાંદલા એ દેશી.

ચંદ્રાનન જિન, સાંભળિયે અરદાસ રે,
મુઝ સેવક ભણી, છે પ્રભુનો વેસાસો રે. ચ૦ ૧
ભરત ક્ષેત્ર માનવ તણો રે, લાધો દુસમ કાલ,
જિન પૂરવધર વિહરથી રે, દુલહો સાધનો ચાલો રે. ચ૦ ૨
દ્રવ્ય ક્રિયા રૂચિ જીવતા રે, ભાવ ધર્મ રૂચિ હીન,
ઉપદેશક પણ તેહવા રે, શું કરે જીવ નવીન રે. ચ૦ ૩
તત્વાગમ જાણક તજી રે, બહુજન સંમત જેહ,
મૂલ હઠીજન આદરયા રે, સુ ગુરૂ કહાવે તેહ રે, ચ૦ ૪
આણા સાધ્ય વિના ક્રિયા રે, લોકે માન્યો ધર્મ,
દંશણ નાણ ચારિત્ર નોરે, મૂલ ન જાણ્યો મર્મ, ચ૦ ૫
ગછ કદા ગ્રહ સાચવે રે, માને ધર્મ પ્રસિદ્ધ,

આતમ ગુણ અકષાયતારે, ધર્મ ન જાણે શુદ્ધ રે. ચં૦ ૬
તત્વ રસિક જન થોડલા રે, બહુલો જન સંવાદ,
જાણો છો જિન રાજ જી રે, સઘલો એહ વિવાદો રે. ચં૦ ૭
નાથ ચરણ વંદણ તણો રે, મનમેં ઘણો ઉમંગ,
પુન્ય વિના કિમ પામિયેં રે, પ્રભુ સેવનનો સંગ રે. ચં૦ ૮
જગ તારક જ પ્રભુ વાંદિયે રે મહા વિદેહ મઝા રે,
વસ્તુ ધર્મ સ્યાદ વાદતા રે, સુણિ કરિયે નિરધાર રે. ચં૦ ૯
તુઝ કરણા સહુ ઊપરેં રે, સરખી છે મહારાય,
પણ અવિરોધક જીવનો રે, કારણ સફલો થાય રે. ચં૦ ૧૦
એહવા પણ ભવિ જીવને રેં, દેવ ભગતિ આધાર,
પ્રભુ સમરણથી પામિયે રે, દેવ ચંદ્ર પદ સાર. ચં૦ ૧૧

ઇતિ શ્રી ચંદ્રાનન સ્તવનં. ૧૨

## શ્રી અરનાથ ઉપાસના એ દેશી

ચંદ્રબાહુ જિન સેવના, ભવનાશની તેહ,
પર પરણુતિના પાસને, નિષ્કાશ ન રેહ. ચં૦ ૧
પુદગલ ભાવ આસંસના, ઊદ્ઘાસન કેતુ,
સમ્યગ્ દર્શન વાસના, ભાસન ચરણ સમેત. ચં૦ ૨
ત્રિકરણ જોગ પ્રસંસના, ગુણ સ્તવના રંગ,
વંદન પૂજન ભાવના, નિજ પાવના અંગ. ચં૦ ૩
પરમાતમ પદ કામના, કામ નાશન એહ;
સત્તા ધર્મ પ્રકાશના, કરવા ગુણ ગેહ, ચં૦ ૪
પરમેશર આલંબના, રાચ્યા જેહ જીવ;
નિર્મલ સાધ્યની સાધના, સાધી તે સદીવ. ચં૦ ૫

પરમાનંદ ઉપાયવા, પ્રભુ પુષ્ટ ઉપાય,
તુઝ સમતા રસ સેવતા, પર સેવ ન થાય. ચં૦ ૬
શુદ્ધાતમ સંપતિ તણા, તુમે કારણ સાર,
દેવચંદ્ર અરિહંતને, સેવા તે સુખકાર. ચં૦ ૭

ઇતિ શ્રી ચંદ્રબાહુ સ્તવનં. ૧૩

## શિરોહિનો શાલુહો કે ઉપર યોધપુરી એ દેશી.

પુષ્કર વર વિજયે હો કે વિચરે તીર્થ પતિ,
પ્રભુ ચરણને સેવિયે હો કે સુર નર અસુર તતિ.
જસુ ગુણ પ્રગટ્યા હો કે સર્વ પ્રદેશસમાં,
આતમ ગુણની હો કે વિકસિ અનંત રમાં. ૧
સામાન્ય સભાવતિ હો કે પરણુતિ અસહાઇ;
ધર્મ વિશેષની હો કે ગુણને અનુજાઇ,
ગુણ સકલ પ્રદેશેં હો કે નિજ કાર્ય કરે,
સમુદાય પ્રવૃત્તિ હો કે કરતા ભાવ ધરે. ૨
જડ દ્રવ્ય ચતુકે હો કે કરતા ભાવ નહિ,
સર્વ પ્રદેશે હો કે વૃત્તિ વિભિન્ન મહીં.
ચેતન દ્રવ્યને હો કે સકલ પ્રદેશ મિલે,
ગુણ વર્ત્તમાં વર્ત્તે હો કે વસ્તુને સહજ બલે. ૩
સંકર સહકારી હો કે સહજે ગુણ વરતે,
દ્રવ્યાદિક પરણુતિ હો કે ભાવે અનુ સરતે.
દાનાદિક લબ્ધિ હો કે નહુ સહાઈ વિના,
સહકાર અકંપે હો કે ગુણની વૃત્તિ ઘના. ૪
પર્યાય અનંતા હો કે જે ઇક કાર્ય પણે;

ચરતે તેહને હો કે જિનવર ગુણ પભણે.
ગત્યાદિક ગુણને હો કે વર્ત્તના જીવ પ્રતે,
ધર્માદિક દ્રવ્યને હો કે સહકારે કરતે. ૫
ગ્રાહક વ્યાપકતા હો કે પ્રભુ તુમ ધર્મ રમે;
આતમ અનુભવથી હો કે પરિણતિ અન્ય ચમે.
તુઝ શકતિ અનંતી હો કે ગાતા ને ધ્યાતાં
મુઝ સકતિ વિકાસન હો કે થાએ ગુણ રમતાં ૬
ઇમ નિજ ગુણ ભોગે હો કે સ્વામિ ભુજંગ મુદા.;
જે નિત વંદે હો કે તે નર ધન્ય સદા;
દેવચંદ્ર પ્રભુજીની હો કે પુન્યે ભગતિ સધે;
આતમ અનુભવની હો કે નિત નિત શક્તિ વધે. ૭

ઈતિ શ્રી ભુજંગ સ્વામિ સ્તવન. ૧૪

ઢાલ

કાલ અનંતાનંત, એ દેશી.

સેવો ઇશ્વર દેવ, જિણેશ્વરતા હો નિજ અદ્ભૂત વરી;
તીરોરભાવની શકિત, આવી ભવિયે હો સહુ પ્રગટ કરી. ૧
અસ્તિત્વાદિક ધર્મ, નિર્મલ ભાવે હો સહુને સર્વદા;
નિત્યત્વાદિ સ્વભાવ, તે પરણામિ હો જડ ચેતન સદા. ૨
કર્ત્તા ભોકતા ભાવ, કારક ગ્રાહક હો જ્ઞાન ચારિત્રતા,
ગુણ પર્યાય અનંત પામ્યા તુમચા હો પુણ્ય પવિત્રતા. ૩
પૂર્ણાનંદ સ્વરૂપ, ભોગી અજોગી હો ઉપભોગી સદા;
શકિત સકલ સ્વાધીન, વરતે પ્રભુની હો જે ન ચલે કદા. ૪
દાસ વિભાવ અનંત, નાશે પ્રભુજી હો મુઝ અવલંબને;

જ્ઞાનાનંદ મહંત, તુઝ સેવાથી હો સેવક બને. ૫
ધન્ય ધન્ય તે જીવ, પ્રભુ પદ વંદે હો જે દેશન સુણે;
જ્ઞાન ક્રિયા કરે શુદ્ધ, અનુભવ યોગે હો નિજ સાધક પણે. ૬
વાર વારે જિન રાજ, તુઝ પદ સેવા હો હોજો નિર્મલી;
તુઝ શાસન અનુજાએ, વાસન ભાસન હો તત્વ રમણ વલી. ૭
શુદ્ધાતમ નિજ ધર્મ, રૂચિ અનુભવથી હો સાધન સત્યતા;
દેવચંદ્ર જિનચંદ્ર, ભકિત પસાએં હો હોસે વ્યકતતા. ૮

## ઈતિ શ્રી ઈશ્વર જિનસ્તવન. ૧૫

## ઢાલ.

અરજ અરજ સુણોને રૂડા રાજીઆ હોજી, એ દેશી.

નમિ પ્રભુ નમિ પ્રભું પ્રભુજિ પ્રભુજિ વીનવું હો લાલ, પામિ વર પ્રસ્તાવ. ૨
જાણો (૨) છો વિણ વિનવે હો લાલ, તો પણ દાસ સ્વભાવ. નમિ૦ ૧
હું કરતા (૨) પરભાવનો, હો લાલ, ભોગતા પુદ્ગલ રૂપ, (૨)
ગ્રાહક (૨) વ્યાપક એહનો હોલાલ, રાચ્યો જડભવ ભૂપ, ન૦ (૨)
આતમ (૨) ધર્મ વિસારીઓ, હો લાલ, સેવ્યો મિથ્યા માગ, (૨)
આશ્રવ (૨) બંધપણો કર્યોહો લાલ, સંવર નિર્જર ત્યાગ. નમિ૦ ૩
જડચલ (૨) કર્મજ દેહને હો લાલ, જાણ્યો આતમ તત્વ (૨)
બહિરાતમ (૨) તા ગ્રહી હો લાલ, ચતુરંગે એકત્વ ન૦ ૪
કેવલ (૨) જ્ઞાન મહોદધિ હો લાલ, કેવલ દંશણ બુદ્ધ, (૨)
વીરજ (૨) અનંત સ્વભાવનો હો લાલ, ચારિત્ર ક્ષાયક શુદ્ધ ન૦ ૫

વિશ્રામી (૨) નિજ ભાવના હો લાલ, સ્યાદવાદી અપ્રમાદ, (૨)
પરમાતમ (૨) પ્રભુ દેખતાં હો લાલ, ભાગી ભ્રાંતિ અનાદિ ન૦ ૬
જિન સમ (૨) સત્તા ઓળખી હો લાલ, તસુ પ્રાગ્ ભાવની ઇહ, (૨)
અંતર (૨) આતમતા લહિ હો લાલ, પર પરણુતિની રીહ ન૦ ૭
પ્રતિ છંદે (૨) જિન રાજને હો લાલ, કરતા સાધક ભાવ, (૨)
દેવચંદ્ર (૨) પદ અનુભવે હો લાલ. શુદ્ધાતમ પ્રાગ્ ભાવ. ન૦ ૮

ઈતિ શ્રી નમિ પ્રભુ જિન સ્તવનં. ૧૬

**ઢાલ**

**લાછલદે માત મલ્હાર. એ દેશી.**

વીરસેન જગદીશ, તાહરી પરમ જગીશ;
આજ હો દીસે રે, વીતરાગતા ત્રિભુવનથી ઘણી જી. ૧
અણહારી અશરીર, અક્ષય અજ અતિ ધીર;
આજ હો અવિનાશી અલેશી, ધ્રુવ પ્રભુતા બણી જી ૨
અતીંદ્રિય ગત ક્રોહ, વિગત માય મદ લોહ;
આજ હો સોહે રે, મોહ જગ જનતા ભણી જી. ૩
અમર અખંડ અરૂપ, પૂર્ણાનંદ સ્વરૂપ;
આજ હો ચિદ્રૂપે દીપે, થિર સમતા ધણી જી. ૪
દ્વેષ રહિત અકષાય, શુદ્ધ સિદ્ધ અસહાય;
આજ હો ધ્યાયક નાયક ધ્યેય, પદે ગ્રહ્યો જી. ૫
દાન લાભ નિજ ભોગ, શુદ્ધ સ્વગુણ ઉપયોગ;
આજ હો અજોગી કરતા ભોકતા, પ્રભુ લહ્યો જી. ૬

દર્શન જ્ઞાન ચારિત્ર, સકલ પ્રદેશ પવિત્ર;
આજ હો નિર્મલ નિસંગી, અગહા વંદિયેં જી. ૭
સેવટના ચરણ મળ્યા નહીં.
ઈતિ શ્રી વીરસેન જિન સ્તવનં. ૧૭

ઢાલ.

નંદ જમુનાનો રે અતિ રળીઆમણો રે, એ દેશી.

મહા ભદ્ર જિનરાજ, રાજ વિરાજો હો આજ તુમારડો રે.
ક્ષાયક વીર્ય અનંત, ધર્મ અભંગે હો તું સાહિબ વડો જી.
હું બલિહારી રે શ્રી જિનવરતણી રે. એ આંકણી. ૧
કર્ત્તા ભોક્તા ભાવ, કારક કારણ હો તુ સ્વામી છતો જી,
જ્ઞાનાનંદ પ્રધાન, સરવ વસ્તુનો ધર્મ પ્રકાશતો જી. હું૦ ૨
સમ્યક્ દર્શન મિત થિર, નિરધારે રે અવિસંવાદતા જી.
અવ્યાબાધ સમાધિ, કોશ અનસ્વર રે નિજ આનંદતા જી. હું૦ ૩
દેશ અસંખ્ય પ્રદેશ, નિજ નિજ રીતે રે ગુણ સંપતિ ભર્યા જી;
ચારિત્ર દુર્ગ અભંગ. આતમ સકતિહો પરજય સંવર્યા જી. હું૦ ૪
ધર્મ ક્ષમાદિક સૈન્ય, પરણુતિ પ્રભુતા હો તુઝ બલ આકરો જી.
તત્વ સકલ પ્રાગભાવ, સાદિ અનંતી રે ઈીતે પ્રભુ ધર્યોજી, હું૦ ૫
દ્રવ્ય ભાવ અરતિ લેશ. શકલ નિવારે રે સાહિબજ અવતર્યો જી.
સહજ સભાવ વિલાશ, ભોગિ ઉપભોગી રે જ્ઞાન ગુણે ભર્યો: જી. હું૦ ૬
આચારય ઉવઝાય, સાધક મુનિવર હો દેશ વિરતિધર જી,
આતમ સિદ્ધિ અનંત, કારણ રૂપે રે જોગ ક્ષેમકર જી. હું૦ ૭
સમ્યક્ દૃષ્ટિ જીવ, આણા રાગી હો સહુ જિનરાજના જી.

આતમ સાધન કાજ, સેવે પદ કજ હો શ્રી મહારાજના જી. હું૦ ૮
દેવચંદ્ર જિનચંદ્ર, ભગતે રાચો હો ભવિ આતમ રૂચિજી.
અવ્યય અક્ષય શુદ્ધ, સંપત્તિ પ્રગટે હો સત્તાગત શુચિ જી. હું૦ ૯

ઇત શ્રી મહાપ્રભ જિન સ્તવન. ૧૮

ઢાલ

**મહા વિદેહ ક્ષેત્ર સુહામણો એ દેશી.**

દેવજસા દરશણ કરો, વિઘટે મોહ વિભાવ, લાલ રે.
પ્રગટે શુદ્ધ સ્વભાવતા, આનંદ લહરી દાવ; લાલ રે, દે૦ ૧
સ્વામી વસો પુષ્કર વરે, જંબુ ભરતે દાશ; લાલ રે,
ક્ષેત્ર વિભેદ ઘણો પડયો, કિમ પહોચે ઊલ્લાસ લાલ રે. દે૦ ૨
હોવત જો તનુ પાંખડી તો, આવત નાથ હજૂર, લાલ રે.
જો હોવત ચિત્ત આંખડી, દેખત પ્રભુ નિત નૂર. લાલ રે દે૦ ૩
શાસન ભકત જે સૂર વરા; વિનવું શીશ નમાય; લાલ રે-
કૃપા કરો મુઝ ઉપરે, તો જિન વંદન થાય. લાલ રે. દે૦ ૪
પૂછું પૂર્વ વિરાધના, શી કીધી એણે જીવ. લાલ રે.
અવિરતિ મોહ ટલી નહી, દીઠે આતમ દીવ; લાલ રે. દે૦ ૫
આતમ તત્વ સ્વભાવને, બોધન શોધન કાજ; લાલ રે.
રત્ન ત્રઇ પ્રાપ્તિ તણો, હેતુ કહ્યો મહારાજ; લાલ રે દે૦ ૬
તુઝ સરિખે સાહિબ મલે, ભાજે ભવ ભ્રમ ટેવ; લાલ રે.
પુષ્ટાલંબન પ્રભુ લહે, કોણ કરે પર સેવ; લાલ રે. દે૦ ૭
દીન દયાલ કૃપાલુ તું, નાથ ભવિક આધાર; લાલ રે.
દેવચંદ્રની સેવના, પરમામૃત સુખકાર; લાલ રે. દે૦ ૮

ઈતિ શ્રી દેવજસા જિન સ્તવનં. ૧૯

## ढाल

### जीन रंजना ए देशी.

अजितवीर्य जिन विचरता रे, मन मोहना लाल;
पुष्कर अर्ध विदेह रे, भवि बोहना लाल.
जंगम सुरतरु सारिखो रे, मन० सेवे धन तेहरे ; भ० १
जिन गुण अमृत पानथी रे, मन० अमृत क्रिया सुपासय रे; भ०
अमृत क्रीया अनुष्टानथी रे, मन० आतम अमृत थाय रे. भ० २
प्रीति भक्ति अनुष्टानथी रे, मन० वचन असंगी सेव रे; भ०
करतां तन्मयता लहे रे, मन० प्रभु भकित नित मेव रे. भ० ३
परमेसर अनु लंबने रे, मन० ध्याता ध्येय अभेद रे. भ०
ध्येय समापति हवे रे, मन० साध्य सिद्धि अविछेद रे. भ० ४
जिनगुण राग परागथी रे, मन० वासित मुझ परिणाम रे; भ०
तजसे दुष्ट ्वभावता रे, मन० सरसे आतम काम रे. भ० ५
जिनभगति रत चित्तते रे, मन० वेधंकर सगुण प्रेम रे भ०
सेवक जिनपद पामशो रे, मन० सरवे धीत अय जेम रे. भ० ६
नाथ भगति रस भावथि रे, मन० त्रण जाणुं पर देव रे; भ०
चिंतामणि सुरतरु थकी रे, मन० अधिकी अरिहंत सेव रे. भ० ७
परमातम गुण स्मृतिथकी रे, मन० परस्यो आतम राम रे, भ०
नियमा कंचनना लहे रे, मन० लोह जयुं पारस पामि रे. भ० ८
निर्मल तत्व रुची थइ रे, मन० करजो जिन पति भक्ति रे, भ०
देवचंद्र पद पामशो रे, मन० परम महोदय युक्त रे. भ० ९

ईतिश्री अजितवीर्य जिन स्तवनं.

રાગ ધનાશ્રી.

વંદો વંદો રે જિન વિચરંતા વંદો;
કીર્તન સ્તવન નમન અનુસરતાં, પૂરવ પાપ નિકંદો રે. જિ૦ ૧
જંબુદ્વીપે ચાર જિનેસર, ધાતકિ આઠ જીણિંદો.
પુષ્કર અરધે આઠ મહામુનિ, સેવે ચોસઠ ઇંદો. રે જિ૦ ૨
કેવલિ ગણધર સાધુ સાધવી, શ્રાવક શ્રાવિકા વૃંદો;
જિનમુખ ધરમ અમૃત અનુભાવતાં, પામે મન આનંદો રે. જિ૦ ૩
સિદ્ધાચલ ચોમાસ રહીને, ગાયો જિન ગુણ છંદો:
જિનપતિ ભગતિ મુગતિનો મારગ, અનુપમ શિવ સુખકંદો રે. જિ૦ ૪
ખરતર ગછ જિનચંદ્ર સૂરિસર, પુણ્ય પ્રધાન મુનિંદો
સુમતિસાગર સાધુ રંગ સુવાચક, પીધા શ્રુત મકરંદો. રે જિ૦ ૫
રાજ સાગર પાઠક ઉપગારી, જ્ઞાન ધરમ દિણંદો;
દીપચંદ સદ્ગુરૂ ગુણવંતા, પાઠક ધીર ગયંદો રે. જિ૦ ૬
દેવચંદ્ર ગણિ આતમ હેતે, ગાયા વીશ જિણંદો;
રિદ્ધિવૃદ્ધિ સુખ સંપત્તિ પ્રગટે, સુજસ મહોદય વૃંદો રે. જિ૦ ૭

ઇતિ શ્રી વીશ વિહરમાન
જિન સ્તુતિ સમાપ્ત

# શ્રી વીતરાગેભ્યો નમ:

# અથ શ્રી યશોવિજય ઉપાધ્યાયકૃત વીસીપ્રારંભ:



## ઈડર આંબા આંબલી એ દેશી.

પુષ્કુલવઇ વિજયે જયો રે, નયરી પુંડરીગિણિ સાર;
શ્રી સીમંધિર સાહિબા રે, રાય શ્રેયાંશ કુમાર.
જિણંદરાય ધરજો ધર્મ સનેહ. એ આંકણી. ૧
મોટા નાહનાં આંતરો રે, ગિરૂઆ નવિ દાખંત;
શશિ દર્શન સાયર વધે રે, કૈરવ વન વિકસંત. જિ૦ ૨
ઠામ કુઠામ નવિ લેખવે રે, જગ વરશત જલધાર;
કર દોઇ કુશુમેં વાસીએં રે, છાયા સવિ આધાર. જિ૦ ૩
રાય રંક સરિખા ગણે રે, ઉદ્યોતેં શશિ સૂર:
ગંગાજલ તે બિહુતણો રે, તાપ કરે સવિ દૂર. જિ૦ ૪
સરિખા સહુને તારવા રે, તિમ તુમ્હે છો મહારાજ;
મુઝસું અંતર કિમ કરો રે, બાંહેં ગ્રહ્યાની લાજ. જિ૦ ૫
મુખ દેખી ટીલું કરે રે, તો નવિ હોય પ્રમાણ,

મુજરો માને સવિતણો રે, સાહિબ તેહ સુજાણ. જિ૦ ૬
વૃષભલંછન માતા સત્યકી રે, નંદન રૂષ મણિકંત.
વાચક જસ ઇમ વિનવ્યો રે, ભવ ભંજન ભગવંત. જિ૦ ૭

ઇતિશ્રી સીમંધિર જિનસ્તવનં. ૧

ધણરા ઢોલા એ દેશી.

શ્રીયુગમંધિર સાહિબા રે, તુમસું અવિહડરંગ; મનના માન્યા.
ચોલ મજીઠતણી પરેં રે, તે તો અચલ અભંગ; ગુણના ગેહા. ૧
ભવિજન મન ત્રાંબૂં કરે રે, વેધક કંચન વાન; મ૦
ફિરિ ત્રાંબૂ તે નવિ હોય રે, તે તુમ નેહ પ્રમાણ; ગુ૦ ૨
એક ઉદક લવ જિમ ભલ્યો રે, અક્ષય જલધિમાં હોય; મ૦
તિમ તુમસું ગુણ નેહલો રે, તુમ સમ જગ નહિ કોય; ગુ૦ ૩
તુમસું મુઝ મન નેહલો રે, ચંદન ગંધ સમાન, મ૦
મેલ હુઓ એ મૂલગો રે, સહજ સ્વભાવ નિદાન ગુ૦ ૪
વિપ્રવિજયા પુરી રે, માત સુતારા નંદ; મ૦
ગજ લછન પ્રિય મંગલારે, રાણી મન આણંદ ગુ૦ ૫
સુદૃઢ રાય કુલ દિનમણી રે, જયો જયો તું જિનરાય; મ૦
શ્રી વિનય વિજય વિબુધતણો રે, સીસનેં દીઓ શિવરાય; ગુ૦ ૬

ઇતિશ્રી યુગમંધિર જિનસ્તવનં

નણદલની દેશી.

સાહિબ બાહૂ જિનેસર વીનવું, વીનતડી અવધાર હો,
સાહિબ ભવ ભવથી હું ઊભગો, હવે ભવ પાર ઉતાર હો, સા૦ ૧

તુમ સરિખા મુઝ શિર છતે, કર્મ કરે કિઉં જોર હો, સા૦
ભુજંગતણો ભય તિહાં નહીં, જિહાં વન વિચરે મોર હો, સા૦ ૨
જિહાં રવી તેજે ઝલહળે, તિહાં કિમ રહે અંધાર હો; સા૦
કેશરી જિહાં ક્રીડા કરે રે, તિહાં ગજનો નહિં પ્રચાર હો; સા૦ ૩
તિમ જો તુમે મુઝ મન રમો, તો નાશે દુરિત સંસાર હો; સા૦
વછ વિજય સુસિમા પુરી, રાય સુગ્રીવ મલ્હાર હો; સા૦ ૪
હરણ લંછન ઇમ મેં સ્તવ્યો, મોહની રાણીનો કંત હો; સા૦
વિજયાનંદન મુઝ દિઓ, જસ કહે સુખ અનંત હો. સા૦ ૫

ઈતિ શ્રી બાહુ જિન સ્તવનં. ૩

ચતુર સનેહી મોહના, એ દેશી.

સ્વામી સુબાહુ સુહંકર, ભૂનંદાનંદન પ્યારો રે,
નિસઢ નરેસર કુલતિલો, કિંપુરષાનો ભરતારો રે. સ્વા૦ ૧
કપિ લંછન નલિનાવતિ, વિપ્રવિજય અયોધ્યા નાહો રે,
રંગે મિલિએ તેહસૂ, એહ મણુઅ જનમનો લાહો રે. સ્વા૦ ૨
તે દિન સવિ એલે ગયા, જિહાં પ્રભુસું ગોઠિ ન બાંધી રે,
ભગતિ દૂતિકાએ મનહરીઓ, પણ વાત કહી છે આધી રે. સ્વા૦ ૩
અનુભવ મિત્ત જો મોકલું, તો તે સઘલી વાત જણાવે રે,
પણ તેહ વિણ મુઝ નવિ સરે, કહો તો પુત્ર વિચાર તે આવે રે. સ્વા૦ ૪
તેણે જઇ વાત સરવે કહી, પ્રભુ મલ્યા તે ધ્યાનને ટાણે રે,
શ્રી નય વિજય વિબુધતણો, ઇમ સેવક સુજસ વખાણે રે. સ્વા૦ ૫

ઈતિ શ્રી સુબાહુ જિન સ્તવનં. ૪

શમચંદકે બાગ ચંપો મ્હોર રહ્યોરી; એદેશી.

સાચો સ્વામી સુજાત, પૂર્વ અરધ જયો રી;
ધાતકી ખંડ મઝાર, પુષ્કલવઇ વિજયો રી. ૧
નયરી પુંડરીગિણિનાથ, દેવશેન વંશ તિલો રી:
દેવસેનનો પુત્ર, લંછન ભાનુ ભલો રી. ૨
જયસેનાનો કંત, તેહસું પ્રેમ ધર્યો રી;
અવર ન આવે દાય, તેણે વસ ચિત્ત કર્યો રી. ૩
તુમે મત જાણો દૂર, જઇ પરદેશ રહ્યો રી૦
છો મુઝ ચિત્ત હજૂર, ગુણ સંકેત ગ્રહ્યો રી. ૪
ઊગે ભાનુ આકાશ, સરવ કર્મ લહસે રી;
દેખી ચંદ ચકોર, પીવા અમિય ધસે રી. ૫
દૂર થકી પણ પ્રેમ, પ્રભુસૂં ચિત્ત મિલ્યો રી;
શ્રી નય વિજય સુસીસ, કહે જસ હેઝ હિલ્યો રી. ૬

ઈતિ શ્રી સુજાત જિન સ્તવનં. ૫

પારધીઆની દેશી.

સ્વામી સ્વયંપ્રભુ સંદર રે, મિત્ર નૃપતિ કુલ હંસ રે; ગુણ રસિઆ.
માત સુમંગલા જનમીઓ રે, શશિ લંછન સુપ્રસંસ રે. મન વસિઆ. ૧
વિપ્ર વિજય વિજયા પુરી રે, ધાતકી પૂરવ અદ્ધ રે; ગુ૦
પ્રિયસેના પ્રિય પુન્યથી રે, તુઝ સેવા મેં લદ્ધ રે. મ૦ ૨
ચાખવી સમકિત સૂખડી રે, હેલવીઓ હું બાલ રે; ગુ૦
કેવલ રતન દિયા વિના રે, ન તજું ચરણ ત્રિકાલ રે. મ૦ ૩
એકને લલચાવિ રહો રે, એકને આપો રાજ રે; ગુ૦

એ તુમને કરવો કિમ ઘટેરે, પંતિ ભેદ જિન-રાજ રે મ૦ ૪
કેડ ન છાંડુ તાહરો રે, આપ્યા વિણ શિવ સુખ રે, ગુ૦
ભોજન વિણ ભાંજે નહીં રે, ભામંડણે જિમી ભૂખ રે. મ૦ ૫
આ સંગાયત જે હુસે રે, તે કહેસે સો વાર રે, ગુ૦
ભોલી ભગતે રીઝશે રે, સાહિબ પણ નિરધા રે. મ૦ ૬
સવિ જાણે થોડું કહે રે, પ્રભુ તુ ચતુર સુજાણ રે; ગુ૦
વાચક જસ કહે દીજિયે રે, વંછિત સુખ નિર્વાણ રે. મ૦ ૭

ઈતિ શ્રી સ્વયંપ્રભુ જિન સ્તવનં. ૬

## બન્યો રે કુંઅરજીનો સેહરો એ દેશી.

શ્રી ઋષભાનન ગુણ નિલો, સોહે મૃગપતિ લંછન પાંય; હો જિણંદ.
મોહે મન તું જગ તણા, ભલિ વીરસેના તુઝ માય; હો જિણંદ. ૧
શ્રી વચ્છ વિજય સુ સીમા પુરી, ખંડ ધાતકી પુરવ ભાગ હો; જિ
રાણી જયાવતી નાહલો, કીરતિ નૃપ સુત વડભાગ હો. જિ૦
હૂં પુછું કહો તુમે કિણિ પરેં, દીયો ભગતને મુગતિ સંકેત હો; જિ૦
રૂસો નહિં નિંદ્યા કારણે, તુસો નહિં પુજિયા હેત હો. જિ૦ ૩
વિણ સમકિત ફલ કો નવિ લહે, એ ગ્રંથે છે અવદાત હો; જિ૦
તોય શાબાશી તુમને ચડે, તુમે કહેવાઓ જગ તાત હો; જિ૦ ૪
હવે જાણ્યું જિમ વંછિત દિયે, ચિંતામણિને સુરકુંભ હો, જિ૦
અગની મટાવે સીતને, જે સેવે થિર થઈ થંભ હો, જિ૦ ૫
જિમ એ વસ્તુ ગુણ સ્વભાવથી, તિમ તુમથી મુક્તિ ઉપાય હો, જિ૦
દાયક નાયક ઊપમાં, ભગતિ ઇમ સાચિ કહાય હો. જિ૦ ૬
તપ જપ કિરિયા જે ફલ દિયે, તે તુમ ગુણ ધ્યાન નિમિત્ત હો, જિ૦

શ્રી નય વિજય વિબુધ તણો, સેવકને પરમ તૂં મિત્ત હો. જિ૦ ૭

ઈતિ શ્રી રિષભાનન જિન સ્તવનં. ૭

નારાયણની દેશી.

જિમ મધુકર મન માલતી રે, જિમ કુમુદનિ ચિત્ત ચંદરે, જિણંદ રાય.
જિમ ગજમન રેવા નદી રે, કમલા મન ગોવિંદ રે. જિ૦ ૧
તિઉં મેરે મન તું વસિઓ રે, ૭ એ આંકણી.
ચાતક ચિત્ત જિમ મેહલો રે, જિમ પંથી મન ગેહ રે, જિ૦
હંસા મન માન સરોવરૂ રે, તિમ મુઝ તુઝસૂં નેહ રે. જિ૦ ૨
જિમ નંદન વન ઈંદ્રને રે, શીતાને વાલો રામ રે, જિ૦
જિમ ધરમી મને સંવરૂ રે, વ્યાપારી મને દામ રે. જિ૦ ૩
અનંતવીર્ય ગુણ સાગરૂ રે, ધાતકી ખંડ મઝાર રે, જિ૦
પૂર્વ અર્ધ નલિનાવતી રે, વિજય અયોધ્યા ધાર રે. જિ૦ ૪
મેઘ રાય મંગલાવતી રે, સુત વિજયાવતી કંત રે, જિ૦
જગ લંછન યોગીસરૂ રે, જિમ સમરે મહામંત રે. જિ૦ ૫
ચાહે ચતુર ચૂડામણી રે; કવિતા અમૃતની કેલી રે, જિ૦
વાચક જસ કહે સુખ્ખ દિયે રે, મુઝ તુઝ ગુણ રંગ રેલિ રે. જિ૦ ૬

ઈતિ શ્રી અનંતવીર્ય જિનસ્તવનં. ૮

રામપુરા બાજારમાં એ દેશી.

સૂર પ્રભુ જિનવર ધાતકી, પછિમ અરધે જયકારી, મેરે લાલ.
પુષ્કલાવઇ વિજય સુહામણો, પુરિ પુંડરગિણી શિણગાર. મેરે૦ ૧
ચતુર શિરોમણિ શાહિઓ, એ આંકણી.

નંદસેનાનો નાહલોરે, હય લંછન વિજય મલ્હાર. મે૦
વિજયાવતિ કૂંખે ઊપનો, ત્રિભુવન જગનો આધાર. મે૦ અ૦ ૨
અલ વિજસ સાહમું જોઇ, કરૂણા ભર નયન વિલાસ. મે૦
તે પામે પ્રભુતા જગતણી, એહવો છે પ્રભુ સુખ વાસ. મે૦ અ૦ ૩
મુખ મટકે જગ જન વસ કરે, લોઅણ લટકે હરે ચિત્ત. મે૦
ચારિત્ર ચટકે પાતિક હરે, અટકે નહિ કરતો હિત્ત. મે૦ અ૦ ૪
ઉવયારી શિર સેહરો, ગુણનો નવિ આવે પાર. મે૦
શ્રીનયવિજય સુસીસને, હોજો નિત મંગલ કાર. મે૦ અ૦ ૫

## ઈતિશ્રીસૂરપ્રભ જિન સ્તવનં ૯

### લૂઅરની દેશી.

ધાતકી ખંડે હોકે પછિમ અરધ ભલો, વિજયા નયરી હો કે વિપ્ર
વિજય તિલો.
તિહાં જિન વિચરે હોકે સ્વામી વિશાલ સદા, નિતનિત વંદૂ હોકે વિ-
મલા કંત મુદા. ૧
નાગ નરેશ્વર હો કે વંશ ઉદ્યોત કરૂ, ભદ્રાનો જાયો હો કે પરતક્ષ
દેવ કરૂ.
ભાનુ લંછન હો કે મલવા મન તરસે, તસ ગુણ સુણિયે હો કે શ્રવણે
અમિય વરસે. ૨
આંખડી દીધી હો કે જો મુઝ હોય મનને, પાંખડી દીધી હો કે
અથવા હોય તનને.
મનહ મનોરથ હો કે તો સવિ તુરત ફલે, તે સુખ દેખી હો કે હર-
ખને હેજ મિલે.

આઠ ડુંગર હો કે દરિયા નદીય ઘણી, શકતિ નહિ તેહવી હો કે
આવું તુઝ ભણી;
તુઝ પાય સેવા હો કે સુરવર કોડી કરે, જો એક આવે હો કે તો
મુઝ દુઃખ હરે. ૪

અતિ ઘણુ રાતી હો કે અગની મજીઠ સહે, ઘણ સું હણિયે હો કે
દેશ વિયોગ લહે;
પણ ગિરૂઆ પ્રભુસું હો કે રાંગ તે દુરિત હરે, વાચક જસ કહે હો
કે ધરિયેં ચિત્ત ખરે ૫

## ઈતિશ્રી વિશાલ જિન સ્તવનં ૧૦

## દેશી બિંદલીની.

શંખ લંછન વજ્રધર સ્વામી, ગાતા સરસતિ સુત શિવગામી હો ભ-
વિયણ વંદો.
નરનાથ પદમરથ જાયો, વિજયાવતિ ચિત્ત સુહાયો ભ૦ ૧
ખંડ ધાતકી પછિમ ભાગે, પ્રભુ ધરમ ધુરંધર જાગે હો. ભ૦
વછ વિજયમાં નયરી સુસીમાં, તિહાં થાપ ધરમની સીમા હો. ભ૦ ૨
પ્રભુ મન અમે વસવું જેહ, સ્વપને પણ દુર્લભ તેહ હો. ભ૦
પણ અમ મન જો પ્રભુ વસસે, તો ધર્મની વેલી ઉલ્લસસે હો. ભ૦ ૩
સ્વપ્નેં પ્રભુ મુખ નિરખતાં, અમે પામું સુખ હરખતાં હો. ભ૦
જેહ સ્વપન રહિત કહિયા દેવા, તેહથી અમે અધિક કહેવા હો. ભ૦ ૪
મણિ માણિક કનકની કોડી, રાણી રિદ્ધિ રમણિ જોડી હો. ભ૦
પ્રભુ દરશનના શુખ આગે, કહો અધિકેરૂં કોણ માંગે હો. ભ૦ ૫

પ્રભુ દૂર થકી પણ ભેટ્યા, તેણે પ્રેમે દુઃખ સવિ મેટ્યા હો. ભ૦
ગુરૂ શ્રી નય વિજય શુસીસ, પ્રભુ ધ્યાને રમે નિશ દીસ હો. ભ૦ ૬

ઈતિશ્રી વજ્રધર સ્વામી જિનસ્તવનં ૧૧

માહરી સહીરે સમાણી, એ દેશી.

નલિનાવતિ વિજયેં જયકારી, ચંદ્રાનન અધિકારી રે, સુણ વીનતી મોરી.
પછિમ અરધેં તું ધાતકી ખંડે, નયરી અયોધ્યા મંડે રે. સુ૦ ૧
રાણી લીલાવતી ચિત્ત સુહાયો, પદમાવતિનો જાયો રે. સુ૦
નૃપ વાલ્મીક કુલેં તું દીવો, વૃષભ લંછન ચિરંજીવો રે. સુ૦ ૨
કેવલ ગ્યાન અનંત ખજાનો, નહિ તુઝ જગમાં છાનો રે. સુ૦
તેહનો લવ દેતાં સું નાશે, મનમાંહે કાંઈ વિમાસે રે. સુ૦ ૩
રયણે એક દિને રયણે ભરિયો, જો ગાંજતો દરીઓ રે. સુ૦
જો તેહને કાંઈ હાંણી ન આવે, લોક તે સંપત્તિ પાવે રે. સુ૦ ૪
અલિમાચેં પરિમલ લવ પામી, પંકજ વનેં નહિં ખામી રે. સુ૦
અંબ લુંબ કોઉ નવિ છીજે, અકંપિત સુખ દીજે રે. સુ૦ ૫
ચંદ્ર કિરણ વિસ્તારે છોટું, નવિ હોય અંમિયમાં મોટું રે. સુ૦
આશાભર કરે બહુ નિહોરા, તે હોએ સુખિત ચકોરા રે. સુ૦ ૬
તિમ જો ગુણ લવ દિઓ તુમે હેજેં, તો અમે દીપું તેજે રે. સુ૦
વાચક જશ કહે વંછિત દેશો, ધર્મ નેહ નિર્વહેસો રે. સુ૦ ૭

ઈતિ શ્રી ચંદ્રાનન જિન સ્તવનં. ૧૨

મન મોહના લાલ, એ દેશી.

દેવાનંદન નરિંદનો રે, જન રંજના લાલ. નંદન ચંદન વાણી રે, દુઃ
ખ ભંજના લાલ.
રાણી સુગંધા વાલ્ર હો, જ૦ કમલ લંછન સુખ ખાણિ રે. દુ૦ ૧
પુષ્કર દીવ પુકલાવઇ રે, જ૦ કવિ જય વિજય જયકારી રે દુ૦
ચંદ્રબાહુ પુંડરિકીણી રે, જ૦ નગરીએ કરે વિહાર રે. દુ૦ ૨
તસ ગુણ ગંગાજલેં રે, જ૦ મુઝ મન પાવન કીધ રે, દુ૦
ફિરિ તે મેલું કિમ હોય રે, જ૦ અકરણ નિયમ પ્રસિદ્ધ રે દુ૦ ૩
અંતરંગ ગુણ ગોઠડી, જ૦ નિશ્ચય સમકિત તેહ રે, દુ૦
વિરલા કોઇક જાણસે રે જ૦ તે તો અગમ અછેહરે દુ૦ ૪
નાગર જનની ચાતુરી રે, જ૦ પામર જાણે કેમ રે દુ૦
તિમ કુણ જાણે સાંઇસું રે, જ૦ અમ નિશ્ચય નય પ્રેમ રે. દુ૦ ૫
સ્વાદ સુધાને જાણતો રે, જ૦ લલિત હોએ કદન્ન રે, દુ૦
પણ અવસરે જો જે લહિયે રે, જ૦ તે દિન માને ધન્ન રે. દુ૦ ૬
શ્રી નય વિજય વિબુદ્ધ તણો રે, જ૦ સેવક કહે સુણો દેવ રે, દુ૦
ચંદ્રબાહુ મુઝ દીજિયે રે, જ૦ નિજ પય પંકજ સેવ રે દુ૦ ૭

ઈતિ શ્રી ચંદ્રબાહુ જિન સ્તવનં ૧૩

મહા વિદેહ ક્ષેત્ર શોહામણો, એ દેશી.

ભુજંગ દેવ ભાવે ભજું, રાય મહાબલ નંદ; લાલ રે.
મહિમા કુખેં હસલો. કમલ લંછન સુખ કંદ. લાલ રે. ભુ૦ ૧
વિપ્ર વિજય વિજયા પુરી, કરે વિહાર ઊછાહ; લાલ રે.

પુરવ અરધે પુસ્કરે, ગંધ સેનાનો નાહ. લાલ રે. ભુ૦ ૨
કાગલ લિખવો કારમો, આવે જો દુર્જિન હાથ, લાલ રે.
અણ મિલવો દુરે રહે, ચિત ફિરે તુમ સાથ, લાલ રે. ભુ૦ ૩
કિસી અસારતી કીજિયે, તુમે જાણોછો જગભાવ,લાલ રે
સાહિબ જાણ અજાણને, સાહમું કહે પ્રસ્તાવ. લાલ રે. ભુ૦ ૪
ખિજમતમાં ખામી નહીં, મેલ ન મનમાં કોય; લાલ રે.
કરૂણા પૂરણ લોઅણે, સાહમું કાં તું ન જોય; લાલ રે. ભુ૦ ૫
આસગો મોટા તણો, કુંજર ગ્રહેવો કાન; લાલ રે.
વાચક જસ કહે વીનતી, ભગતિ વસે મુઝ માન;લાલ રે. ભુ૦ ૬

ઈતિ શ્રી ભુજગ જિન સ્તવનં ૧૪.

કિસકે ચેલે કિસકે પૂત, એ દેશી.

નૃપ ગજસેન જશોદામાત, નંદન ઈશ્વર ગુણ અવદાત. સ્વામી સેવિયે.
પુષ્કર વર પુરવારધ કચ્છ, વિજય સુ સીમા નયરી અચ્છ. સ્વા૦ ૧
શશિ લંછન પ્રભુ કિંહાં કરે રે વિહાર, રાણી ભદ્રાવતી ભરતાર, સ્વા૦
જે પામે પ્રભુનો દીદાર, ધન ધન તે નરનો અવતાર. સ્વા૦ ૨
ધન તે તન જેણિ નમિએં પાય, ધન તે મન જે પ્રભુ ગુણ ધ્યાય. સ્વા૦
ધન તે જિહા પ્રભુ ગુણ ગાય, ધન તે વેલા જબ વંદન થાય. સ્વા૦ ૩
અણ મિલવે ઉત્કંઠા જોર, મિલવો વિરહતણો ભય સોર, સ્વા૦
અંતરંગ મિલિયેં જોઉ સાંઇ, શોક વિરહ જિમ દૂર પલાઇ. સ્વા૦ ૪
તું માતા તું બાંધવ મુઝ, તુંહી પિતા તુઝસું મુજગુઝ, સ્વા૦
શ્રી નય વિજય વિબુધનો શીસ, વાચક જસ કહે પૂરો જગીસ. સ્વા૦ ૫

ઈતિ શ્રી ઈશ્વર જિનસ્તવનં. ૧૫

થાંરે માથે પચરંગ પાગ સોનારો છોગલો મારૂજી, એ દેશી.

પુષ્કર વર પૂરવ અરધ વિરાજે, રાજે રે, સાહિબજી.
નલિનાવતિ વિજયે નયરી અયોધ્યા છાજે રે, સા૦
પ્રભુ વીર જિણેસર વંશ દિણેશર ધ્યાઇયે, સા૦
સેના સુત સાચો ગુણસું જાચો ગાઇએં, સા૦ ૧
મોહન મન વલ્લભ દર્શન દુર્લભ જાસ રે, સા૦
રવિ ચરણ ઉપાસી કિરણ વિલાસી ખાસ રે, સા૦
સવિજન મન રંજન ભવ ભય ભંજન, ભગવંત રે, સા૦
નેમિ પ્રભુ વંદૂ પાપ નિકંદૂ તંત રે. સા૦ ૨
ઘર સુરતરૂ ફલિઓ સુરમણિ મલિઓ હાથ રે, સા૦
કરિ કરૂણા પૂરી અઘ ચૂરી જગ નાથ રે, સા૦
અમિએં ઘન વૂઠા વલી તૂઠા સવિ દેવ રે, સા૦
શિવગામી પામી જો મેં તુઝ પય સેવ રે. સા૦ ૩
ગંગા જલેં નાહ્યો ઉમ્હાયો આજ રે, સા૦
ગુરૂ સંગતિ સારી મુઝ વધારી લાજ રે, સા૦
મન માંગ્યા જાગ્યા પૂર્વ પુન્ય અંકૂર રે, સા૦
મન લીનો કીનો તુઝ ગુણ પ્રેમ પડૂર રે. સા૦ ૪
તું દોલત દાતા તુંહીજ ત્રાતા મહારાજ રે; સા૦
ભવ સાયર તારો સારો વંછિત કાજ રે; સા૦
દુઃખ ચૂરણ પૂરણ કીજે સયલ જગીસ રે. સા૦
અરદાસ પ્રકાશે શ્રીનય વિજય સુસીસ રે સા૦ ૫

ઈતિશ્રી નમિ પ્રભુ જિન સ્તવનં. ૧૯

### રિષભનો વંશ રયણાયરો, એ દેશી.

પચ્છિમ અરધ પુષ્કર વરે; વિજય પુષ્કલ વઇ દીપે રે;
નયરી પુંડરી ગિણી વિહરતાં, પ્રભુ તેજે રવિ જીપેરે. શ્રી વીર-
સેન સુહંકર; એ આકણી. ૧
ભાનુ સેન ભુમી પાલનો, અંગજ ગજગતિ ચંદા રે;
રાજસેના મન વાલહો, વૃષભ લંછનજીને વંદો રે. શ્રી૰ ૨
મસિ વિણુ જે લિખ્યું તુઝ ગુણે, અક્ષર પ્રેમના ચિત્તે રે;
ધોઇએ તિમ ઊઘડે, ભગતિ જલે તેહ નિત્તે રે. શ્રી૰ ૩
ચક્રવર્ત્તિ મને શુખ ધરે, રિષભ કૂટે લખિ નામો રે;
અધિકારે તુઝ ગુણ તેહથી, પ્રગટ હુઆ ઠામ ઠામો રે. શ્રી૰ ૪
નિજ ગુણ ગુંથિત તેં કરી, કીરતિ મોતિની માલા રે;
તે મુઝ કંડે આરોપતાં, દીશે ઝાક ઝમાલા રે. શ્રી૰ ૫
પ્રગટ હુએ જિમ જગતમાં, શોભા સેવક કેરી રે;
વાચક જસ કહે તિમ કરો, સાહિબ પ્રીતિ ઘણેરી રે. શ્રી૰ ૬

ઈતિ શ્રી વીરસેન જિન સ્તવનં. ૧૭

### લાછલદે માત મલ્હાર; એ દેશી.

દેવરાયનો નંદ, માતા ઉમા મનચંદ; આજ હો રાણી રે સૂરીકંતાકંત
સુહામણો જી. ૧
પુષ્કર પછિમ અદ્ધ, વિજય તે વિપ્ર શુબદ્ધ, આજ હો નગરી રે વિજયા
એં વિહરે ગુણ નિલોજી' ૨

મહાભદ્ર જિનરાય, ગય લંછન જસપાય, આજ હો સોહે રે મન મોહે
લટકાલે લોયણે રે. ૩
તેહસું મુઝ અતિ પ્રેમ, પરસુર નમવા નેમ; આજ હો રાજે રે દુઃખ
ભંજે પ્રભુ મુઝ તે ગુણે જી. ૪
ધર્મ જોબન નવરંગ, સમકિત પામ્યો ચંગ; આજ હો લાખિણી લાડી
હવે મુગતિને મેલસે જી. ૫
ચરણ ધર્મ અવદાત, તે કન્યાનો તાત, આજ હો માહરો રે પ્રભુજીને
તે છે વશ સદા જી. ૬
શ્રી નય વિજય સુ સીસ, જસ કહે સુણો જગદીશ,
આજ હો તાહરો રે સેવક દેવ કરો દયા જી. ૭

## ઇતિ શ્રી દેવયશ સ્વામી સ્તવનં. ૧૮

### કુમરી રોવે આક્રંદ કરે, એ દેશી.

ચંદ્રયશા જિન રાજીઓ મન મોહન મેરે, પુષ્કર દીપ મઝાર. મ૦
પછિમ અરધ સોહામણો, મ૦ વછ વિજય સંભાર. મ૦ ૧
નયરી સુસીમાં વિચરતાં, મ૦ સરવભૂતિ કુલચંદ. મ૦
શશિ લંછન પદમાવતી, મ૦ વલ્લભ ગંગાનંદ. મ૦ ૨
કટિ લીલાએ કેશરી, મ૦ નેહ રચ્યો ગયો રાન, મ૦
હરવ્યો હિમ કર તુઝ મુખે, મ૦ હંસીયવલે નહિં વાન. મ૦ ૩
તુઝ લોચનથી લાજિઆ, મ૦ કમલ ગયા જલ માંહિ. મ૦
અહિ પતિ પાતાલેં ગયો, મ૦ જીત્યો લલિત તુઝ બાંહિ. મ૦ ૪
જીત્યો દિનકર તેજ સું, મ૦ ફિરતો રહે તે આકાશ. મ૦

નીંદ ન આવે તેહને, મ૦ જેહને મન એહે અભ્યાસ. મ૦ ૫
ઇમ જીત્યો જગત્રને, મ૦ હરિ લિઓ ચિત્ત રતન્ન. મ૦
બંધુ કહાવો જગત્રના, મ૦ તે કિમ હોય ઉપન્ન. મ૦ ૬
ગતી તુમ્હે જાણો તુમ તણી, મ૦ હું સેવું તુઝ પાય. મ૦
શરણ કરે બલિયા તણું, મ૦ જશ કહે તિમ સુખ થાય. મ૦ ૭

ઈતિ શ્રી મહાભદ્ર જિન સ્તવનં. ૧૯

ઢાલ

## એ છડી કહાં રાખી, એ દેશી.

રાગ ધનાશ્રી.

દીવ પુક્કર વર પછિમ અરધે, વિજય નલિનવે સોહે,
નયરિ અયોધ્યા મંડન સ્વસ્તિક, લંછન જિન જગિ મોહે,
ભવિયા અજિતવીર્ય જિન વંદો, એ એકાંણી. ૧
રાજપાલ કુલ મુગટ નગીનો, માત કનિનિકા જાયો,
રત્નમાલા રાણીનો વલ્લભ, પરતિખ્ખ સુરમણિ પાયો રે. ભ૦ ૨
દુરજણ સ્તુતિ કરિ જે હુઓ, દૂષણ હુએ તસ શોખણ ઇહા,
એહવા સાહિબના ગુણ ગાઇ, પવિત્ર કરૂં હું જીહા રે. ભ૦ ૩
પ્રભુ ગુણ ગણ ગંગાજલ નાંહી, કીઓ કરમ મલ દૂરી,
સ્નાતક પદ જિન ભગતિ લહિયે, ચિદાનંદ ભર પૂરી રે. ભ૦ ૪
જે સંસર્ગે અભેદા રોપે, સમાપત્તિ મુનિ માને,

તે જિનવર ગુણ થુણતાં લહિયે, જ્ઞાન ધ્યાન એકતાને ભ૦ ૫
સ્પર્શ જ્ઞાન ઇણિ પરે અનુભવતાં દેખીજે નિજ રૂપ,
સકલ જોગ જીવન તે પામી, નિસ્તર તે ભવ કૂપ રે. ભ૦ ૬
શરણ ત્રાણ આલંબન જિનજી, કોઇ નહીં તસ તોલેં,
શ્રી નય વિજય વિબુધ પય સેવક, વાચક જશ ઇમ બોલે રે. ભ૦ ૭

ઈતિ શ્રી અજિત વીર્ય જિન સ્તવન. ૨૦

ઈતિશ્રી યશવિજયજી ઉપાધ્યાયકૃત વીશ વિહરમાન જિન સ્તુતિ સમાપ્ત

# શ્રી પંચપરમેષ્ટીભ્યો નમઃ
# અથ શ્રી વિજય લક્ષ્મી સૂરી કૃત
# ચોવીશ જિન સ્તુતી પ્રારંભઃ



**અરજ અરજ સુણોને રૂડા રાજીઆ હો જી, એ દેશી.**

રિષભ રિષભ જિણંદ નિરખી લોયણે હો જી. અભિનવ ઉદયો આનંદ;
જિનવર જિનવર સુખ કર સાહિબો હો જી, પરમેશ્વર મુનિ ચંદ રિ૦ ૧
અનુપમ અનુપમ રમણતાં તાહરે હો જી, જ્ઞાના વિલાસી સમાજ,
અવિચલ અવિચલ સ્થાનક પામિને હો જી, અનુભવ શિવપુર રાજ. રિ૦ ૨
અનેક અનેક સુગુણમય સુંદર હો જી, નિઃસંગો નિરાબાધ,
આતમ આતમ અસંખ્ય પ્રદેશમાં હો જી, અક્ષય ધર્મ અગાધ. રિ૦ ૩
સ્વરૂપ સ્વરૂપ રમણથી એકતા હો જી, શુદ્ધતા અનવદ્ય રૂપ,
યોગ યોગ રહિત અકંપતા હો જી, અનેક ત્રિભંગી રૂપ રિ૦ ૪
અસરણ સરણ હરણ ભવ ભયતણા હો જી, અવિસવાદી નિમિત્ત,
અતિશય અતિશય ધારિ ગુણાવલી હો જી, તત્વ વિલાસી જગ મિત્ત. રિ૦ ૫
પ્રભુગુણ પ્રભુગુણ રંગી થઈ ચેતના હો જી, અવલંબે જિન દેવ,

કારણ કારણ કર્ત્તા પણે આરોપને હો જી, વિધરે અનાદિની કુટેવ. રિ૦ ૬
ઇણ વિધ ઇણ વિધ પરખી વિશ્રામિને હો જી, આદરે શુભ પ્રણિધાન,
સોભાગ્ય સોભાગ્ય લક્ષ્મી સૂરિ જન થકી હો જી, પામે દર્શન ગુણ જ્ઞાન રિ.૭

## ઈતિ શ્રી રિષભ જિન સ્તવનં. ૧

### ધન દિન વેલા ધન વલી તેહ, એ દેશી.

વિજયા રે નંદન ચરણ તે સુરતરૂ છાય, સમિહિત પૂરે ચૂરે દુરિતને જી.
સુરપતિ નરપતિ મુનિવર ભૃંગ, ચરણ વિલાસી લહે સુખ સરિતને જી. ૧
સુહુમ બાયર પુઢવી જલણ સમીર, જલવણસઇ વિગલેંદીમાં સહી જી,
નિરય તિરિય સુર નર કર્મ સંયોગ, ભુવન પાવન જિન સેવા નવિ લહી જી. ૨
ચઉ ગઇ ભમતાં સુકૃત નૃપતિ પસાય, આરિય દેશે નિર્મલ કુલ લહ્યો જી,
દોષ વિલાસી અસી ભાવ નિવાર, માનસ હંસ પરે તુમ પદ ગ્રહ્યો જી. ૩
વીતરાગ સુખ દુઃખ ગત સંસ, તેહથી અંસ ગત કિમ ફલ કામિયે જી.
ઇમ નવિ ચિંતું જિમ સુરમણિ સાર, અચિતપણે પણચિંતિત પામિયે જી. ૪
પિંડ પદસ્થ રૂપસ્થ ધ્યાને હો લીન, જિનજીના ચરણ સરોજ જિણે ગ્રહ્યા જી,
આતમ તત્વ રમણતા પ્રગટે હો તાસ, ધ્યાન અનલથી કર્મ ઇંધણ દહ્યા જી. ૫
અજિત અમિત ગુણ ચરણ નિવાસ, સમકિત સોધક રોધક કર્મને જી,

સૌભાગ્ય લક્ષ્મી સૂરી જગ ભાણુ, ધ્યાન પ્રભાવે હો વહે શિવ સ-
મંને જી. ૬

## ઇતિશ્રી અજિત જિનસ્તવનં.

### રાગ મારૂની દેશી. ૨

નિરૂપાધિકતા તાહરે. પ્રભુ રમણ તાહરે અનંત,
વ્યાપ વ્યાપકતા શુદ્ધતા રે, સદા શુભગુણ વિલસંત. ૧
સંભવ જિન તારજો રે, તારજો દીન દયાલ, સેવક કરો નિહાલ સં૦ તારો
છે વિશવાસ; સં૦
તું મોટા છે મહારાજ, સં૦ તુમે જીવ જીવન આધાર; સં૦
પરમગુરૂ તાર જો રે, ઊતારો ભવ પાર. સં૦ એ આંકણી.
દ્રગ રહિત રિદ્ધિવંત છો, પ્રભુ વિકસિત વીર્ય અક્ષોભ,
વિગત કશાય વયરીહણા રે, અભિરામી જ્યોતિ અલોભ. સં૦ ૨
ગુરૂ નહિ ત્રિભુવન ગુરૂ રે, તારક દેવાધિ દેવ,
કરતા ભોક્તા સર્વનોરે, સહજ આનંદ નિત મેવ. સં૦ ૩
અનંત અક્ષય અધ્યાત્મી રે, પ્રભુ અશરીરી અનાહાર.
સર્વ શક્તિ નિરાવર્ણતા રે, અતુલ દ્યુતિ અનાકાર. સં૦ ૪
નીરાગી નિરામયી રે, અસંગી તું દ્રવ્ય નય એક,
એક સમયમાં તાહરે રે, ગુણ પર્યાય અનેક. સં૦ ૫
રૂચિર ચાર ગુણ શાંભળી રે, રૂચિ ઉપની સુખ કંદ,
પુષ્ટ કારણ જિનનું લહી રે, સાધક સાધ્ય અમંદ. સં૦ ૬
પુષ્ટાલંબન આદરી રે, ચેતન કરો ગુણ ગ્રામ;
પરમાનંદ સ્વરૂપથી રે, લહેશો સમાધિ સુઠામ. સં૦ ૭

સુખ સાગર સત્તારસી રે, ત્રિભુવન ગુરૂ અધિરાજ,
સેવક નિજ પદ અરથીઓ રે, ધ્યાવે એહ મહારાજ. સં૦ ૮
આરોપિત સુખ ભ્રમ ટલે રે, પૂજ્યને ધ્યાન પ્રભાવ,
અષ્ટ કર્મ દલ છંડિને રે, ભોગવે શુદ્ધ સ્વભાવ. સં૦ ૯
અધ્યાતમરૂપી ભજ્યા રે, ગણ્યો નહીં કાજ અકાજ,
કૃપા કરી પ્રભુ દીજીયે રે, સૌભાગ્યલક્ષ્મી પદ રાજ સં૦ ૧૦

## ઈતિશ્રી સંભવ જિન સ્તવનં ૩

### આદિ જિણંદ મયા કરો, એ દેશી.

ત્રિભુવન નાયક લાયકો, વિભુ અભિનંદન જિન રાયા રે,
તરણ તારણ પ્રવહણ સમો, મેં તો અદ્ભુત ભાગે પાયા રે.
બલિહારી તુઝ નામની, જિણે મારગ શુદ્ધ બતાયા રે.
તે તો આતમને મન ભાયા રે. એ આંકણી ૧
નિર્વૃત્તિ નયરીએ છાજતાં, રાજતાં અક્ષય રાજે રે,
અતિશય નિર્મલ વર સુરૂચિ, માહરા પરમેશ્વરને દીવાજે રે. બ૦ ૨
સ્વપર પ્રકાશક દિનમણી, શુદ્ધ સ્વરૂપી અપ્રયાસી રે,
સકલ દાનાદિક ગુણતણી, વ્યક્તતા શકિત અનાશી રે. બ૦ ૩
સહેજે આનંદ વીતરાગતા, પ્રદેશ પ્રદેશે અનૂપ રે,
સાદી અનંત ભાગે કરી, પૂર્ણ નયે તસ ભૂપ રે. બ૦ ૪
અવિસવાદી નિમિત્ત પણે, સવિ તુઝ શકિત મહાર રે,
સત્ય હેતુ બહુ આદરે, હોય ભવ ભેદ પ્રસાર રે. બ૦ ૫
ભવ વાસી જેહ આતમા, તે પ્રભુતા અવલંબે રે,
ભેદ છેદ કરિ જિન હોય પણ, ન હોવે તેહ વિલંબે રે. બ૦ ૬

પરમ શિવંકર ગોપ ને, જે નર ચિત્તમાં ધ્યાવે રે,
દિવ્ય બહુ સુખ સાશ્વતા, સૌભાગ્યલક્ષ્મી સૂરી પાવે રે. બ૦ ૭

ઈતિ શ્રી અભિનંદન જિન સ્તવનં. ૪

સાહેબા મોતી ઘોને હમારો, એ દેશી.

સુમતિ જિણેશર પ્રભુ પરમાતમ, તું પરમાગમ તું શુદ્ધાતમ,
સાહેબા વીનંતી અવધારો, મોહના પ્રભુ પાર ઉતારો.
તુમે ગ્નાનાદિક ગુણના દરિયા, અનંત અક્ષય નિજ ભાવમા ભરિયા. સા૦ ૧
તુમે શબ્દાદિક ગુણ નિસંગી, અમે સ્વપને પણ તેહમાં સંગી, સા૦
તુમે ઉત્તમ ગુણઠાણે ચઢિયા, અમે ક્રોધાદી કષાયે નડિયા. સા૦ ૨
અમ મતિ ઇંદ્રિય વિષયેં રાચી, તુમે અનુભવ રસમાં રહ્યા માચી સા૦
અમે મદ માતંગને વશ પડિયા, નવિ તુમે તે તિલ માત્ર આભડિયા.
સા૦ ૩
તુમે જગ સરણ વીનીત સુજાણ, તુમે જગ ગગન વિકાસન ભાણ, સા૦
તુમે અકલંક અવિહ અક્રોહી, તુમે જડસંગી ન રાગી મોહી. સા૦ ૪
અતેંદ્રિય સ્યાદવાદ વ્યગીસ, સહજાનંદ ગુણપજ્જવ સઈશ, સા૦
અલખ અગોચર જિન જગદીશ, અશરણ નાયક અમીશ, સા૦ ૫
તે માટે તુમ ચરણે વલગા, એક પલક નહીં રહેસું અલગા, સા૦
સૌભાગ્ય લક્ષ્મીસૂરી ગુણ વાધે, જિન સેવે નિજ સાધ્યતા સાધે. સા૦ ૬

ઈતિ શ્રી સુમતિ જિન સ્તવનં. ૫

ઈમ ધન્નો ધણને પરચાવે: એ દેશી.

પદ્મપ્રભુ પદ પંકજ સેવન, વિણુ નવિ તત્વને જાણે રે,
મત અનેક વિભ્રમમાં પડિયો, નિજ મતમાંને પ્રમાણે રે. પ૦ ૧
ક્ષણિક ભાવ સુગત પ્રકાશે, સૃષ્ટિ સંહારનો કર્ત્તા રે,
ઇશ્વર દેવ વિભુ વ્યાપક એક, નૈયાયિક અનુસરતાં રે પ૦ ૨
આતમ એક રૂપ દેહ નિદેહે, ભિન્ન રૂપ પ્રતિ ભાસે રે.
જલ ભાજન જિમ ચંદ અનેકતા, યુક્તિ સાંખ્ય વિકાસે રે. પ૦ ૩
પુન્યેત્તર જીવાદિક ભાવા, ધૂમાકાર છે સર્મ રે,
જલ થલ ગિરિ પાદપ સવિ આતમ, અદ્વૈત વાદીનો મર્મ રે પ૦ ૪
નિત્ય અનિત્ય એકાંતે કોઇક, ઇમ અનેક મત જાસેં રે,
પડિયો તત્વ અલહેતો પેખી, જગ ગુરૂ તત્વને આસેં રે. પ૦ ૫
ક્ષણિક તો ત્રિકાલ સ્વરૂપને, જાણે નહીં કદાપી રે,
શુભાશુભનો જો કર્તા ઇશ્વર, ફલ ભોગતા તસુ વ્યાપી રે પ૦ ૬
એક આતમ તો એપ ભૂપનમાં, સુખ દુ:ખ લહે સમ કાલે ,
સૂન્યે વસ્તુ દૃષ્ટ ઓલવતાં, માતામેં વધ્યા માહલે રે પ૦ ૭
અદ્વૈત વાદે જડ ચેતન એકજ, નિત્ય અનિત્ય એકાંતે રે.
કૃત વિનાશ અકૃતાગમ દૂષણ, કો નવિ દોષ અનેકાંતે રે પ૦ ૮
દ્રવ્ય પર્યાયે નિત્ય અનિયરો, એક અનેક ઉપયોગી રે,
પક્ષપાત સવિ દૂર કરીને, કહે જગ ગુરૂ ગુણ ભોગી રે પ૦ ૯
સમ ભાવે એક પક્ષ ગ્રહે તે, ફિરિ સંસરતા ન કામે રે,
સૌભાગ્ય લક્ષ્મી સૂરી જિન કરૂણાથી, પરમાનંદ પદ જામે રે. પ૦ ૧૦

ઈતિ શ્રી પદ્મપ્રભ જિન સ્તવનં. ૬

## રશીયાની દેશી.

શ્રી સુપાસ જિણેશર સાહિબા, અવિસંવાદી જસુપંથ; સુગુણ નર.
અહ નિશ સેવે મન પરમોદસું, જેહ સ્યાદવાદી નિર્ગ્રંથ. સુ૦ શ્રી૦ ૧
માને નૈગમ નય વસ્તુ પ્રતે, સામાન્ય વિશેષ ઉભય રૂપ, સુ૦
સંગ્રહ નય કહે સર્વ પદાર્થે, શામાન્ય એક સદરૂપ. સુ૦ શ્રી૦ ૨
વ્યવહાર પ્રવૃત્તિ વિશેષ વિના નહી, વ્યોમ કમલ પરેં અન્ય, સુ૦
અતીત અનાગત પરકીય પરિ તજિ, રિજુ સૂત્ર ગ્રહે વર્ત્તમાન્ય. સુ૦ શ્રી૦ ૩
એકારથ વાચક સવિ શબ્દ તે, કુંભ કમલ વસ્તુ એક, સુ૦
પર્યાય ભેદથી ભિન્ન વસ્તુ કહે, સમભી રૂઢ એહ એક ટેક સુ૦ શ્રી૦ ૪
ઘટ કલસાદિક નિજ નિજ અર્થમાં, વર્તે એવભૂતં વસ્તુ, સુ૦
વિશુદ્ધ યથોત્તર પણ એકાંતથી, નવિ લહે સ્યાદ વાદ દસ્ત, સુ૦ શ્રી૦ ૫
જાતિ અંધ નર ગજ પ્રતિ અવયવેં, ગજ પણું સકલ કહંત, સુ૦
દિવ્ય નયણથી યથારથ ગજ ગ્રહે, તિમ તુઝ શાસન કાંત. સુ૦ શ્રી૦ ૬
મુક્તિ વિરોધી જિન સમય ગ્રહે, યદા સેવક જિમ ચક્રવર્ત્તિ, સુ૦
મિથ્યા કચવર આપદ નાશથી, હોય અનેકાંત પ્રવૃત્તિ. સુ૦ શ્રી૦ ૭
ત્રિકાલ વેદિ જિનમત અવલંબતાં, હોવે અવિકલ મતિ મંત, સુ૦
સૌભાગ્ય લક્ષ્મી સૂરી આતમ સંપદા, પ્રગટે શક્તિ અનંત. સુ૦ શ્રી૦ ૮

ઈતિ શ્રી સુપાસ જિન સ્તનં. ૭

## માલા માહરી કિહાં છે રે, એ દેશી.

ચંદ્ર પ્રભુ જિન ત્રિભુવન દીપક, જીપક અરિગણ ભવિંદા રે,
આઠ કરમ વિણુ ગુણ જસુ પ્રગટ્યા, આતમ હાણે સુખકંદા રે.

ભવિક જિન વંદો રે, ચંદ્રપ્રભુ જિનવંદ. ભ૦ એ આંકણી. ૧
જ્ઞાના વર્ણી કર્મક્ષયે તુઝ, કેવલ જ્ઞાન અનંત રે,
વિશ્વ સ્વરૂપ વિભાસન સમરથ, વિશેષ પ્રકારે સંતુ રે. ભ૦ ૨
દંશણા વરણી કર્મ ઉછેદે, સામાન્ય સ્વરૂપ અશોક રે;
દુવિધ વેદની મૂલ વિભાસે, અવ્યા બાધ સુખ થોક રે. ભ૦ ૩
ત્રિભુવન જેતા મોહ પણઠે, ક્ષાયિક દૃગ નિસંક રે;
પંચમ કરમ ભરમ નિવારી, સાદિ અનંત સ્થિતિ અંક રે. ભ૦ ૪
વિગત નામ કરમથી પુનરપિ, રૂપાદિક ન લહંત રે;
ગોત્ર કર્મ દહનથી સિદ્ધ ગુણ, અગુરૂ લઘુ વિકસંત રે, ભ૦ ૫
દાનાદિક જસ લબ્ધિ અગાધ, વિઘન કરમ વિનાસે રે,
ઇમ તુઝ ગુણ પ્રગટ્યા સિદ્ધ રૂપે, એકજ આતમ અવાશે રે. ભ૦ ૬
પ્રભુ ગુણ રાગે જે દીપંતા, છંડે તે ભવ સંયોગ રે,
સૌભાગ્ય લક્ષ્મી સૂરિ ગુણ રસિકતા, દિનમણિ સમ ઉદ્યોગ રે. ભ૦ ૭

ઇતિશ્રી ચંદ્રપ્રભ જિનસ્તવનં ૮

સુમતિ નાથ ગુણસું (મલીજી એ દેશી.

સુવિધિ જિણંદ શુભધ્યાનથી જી, સદ્દહણા શુચિ ભોગ,
તેહથી નાણ ચરણ ગુણા જી, વિકસે થિર ત્રિક જોગ.
ગુણવંતા સુમન જન ધ્યાયોરે જિન જગદીશ. એ આંકણી. ૧
ભમતાં ભવ કાંતારમા જી, ગિરિ સીરોપ લરે જીય,
અનાભોગે લહુ કમ્મ કરી જી, ભેદે ગ્રંથ ભવ ખીય. ગુ૦ ૨
ક્ષીણ ક્ષીણ શુદ્ધ થતો થકો જી, અતર કરણ પઇઠ,
કરમ સુભટ અરિ જીતિને જી, વિઘટે રે મિથ્યા અનીઠ. ગુ૦ ૩

ઉપસમાદિ સમકિત લહે જી, તુઝ સુપસાએ રે નાથ,
તવ સ્તવના વિશે યોગ્યતા જી, હોવે તે જીવ સનાથ. ગુ૦ ૪
અમલ અખંડ અલિપ્તતા જી, સ્વરૂપ રમણ અવિનાશી,
વાસવ સુર નર મુનિ વર જી, આ જીવિત સપ્રયાસી. ગુ૦ ૫
ગુણ સ્તવના પ્રતિ દિન કરે જી, તદપિ ન પામે રે પાર,
દ્રવ્ય સ્તવના વચનાદિક જી, ભાવથિ તન્મવિ સાર. ગુ૦ ૬
સાધક સિદ્ધતા હેતુને જી, અવલંબે રે મતિવંત,
ભેદ મિટે પ્રગટે મહા જી, સૌભાગ્ય લક્ષ્મી અનંત. ગુ૦ ૭

ઈતિ શ્રી સુવધિ જિન સ્તવનં. ૯

આવાં આંમ પધારો પૂજ્ય અમઘર વોહરણ વેલા, એ દેશી.

સીતલ જિન વિભુ આતમ શુદ્ધતા, સકલ દ્રવ્યથી ન્યારી,
જસ ગુણ જ્ઞાન તણે અનુસારેં, સર્વ પદાર્થ પ્રચારી,
ધારો વીનતી સીતલ દેવ, નેહે નજર નિહાલો. ધા૦ ૧
ધર્મ અધર્મ આકાશમય વલી, પુદ્‌ગલ ચેતન એહ,
પંચ અચેતન એકજ, જસ નહિ આદિ ન છેહ. ધા૦ ૨
ગતિ થિતિ હેતુ ધર્મ અધર્મા, જીવ પુદ્‌ગલને હોવે,
સર્વ દ્રવ્ય અવકાશન કારણ, તેહ આકાશ કહાવે. ધા૦ ૩
સમયાદિક તે કાલ વખાણ્યો, પૂરણ ગલન સ્વભાવેં,
ક્ષીર નીર પરે ચેતન મલી રહે, તેહ પુદ્‌ગલ કહાવે ધા૦ ૪
જીવ અરૂપી કર્મકી ઓટમેં, ઘટાકાશ ઘટમાંહે,
કર્ત્તા ભોક્તા રમતો વિભાવે, ગ્રહે ઉપાધિ વડ છાંહે. ધા૦ ૫

ષટ દ્રવ્ય ગુણ પર્યાયથી, ભિન્નતા પ્રતિ પ્રદેશે અનંતિ,
પ્રભુને પ્રત્યક્ષ પ્રમાણે પ્રગટી, આતમ ગુણ વિકસંત ધા૦ ૬
એહની શુદ્ધતાને અવિલંબે, દુઃખ દોહગ સવિ ભાંજે,
સૌભાગ્ય લક્ષ્મી સૂરી જિનવરથી, દેવ દુંદુભી રવ ગાજે. ધા૦ ૭

ઈતિ શ્રી સીતલ જિન સ્તવનં. ૧૦

ઈડર આંબા આંબલીરે, એ દેશી

શ્રી શ્રેયાંશ જિન રાજજી રે, ચિદાનંદ ભગવાન,
તીન કાલના જ્ઞેયને રે, જાણો અનંતે જ્ઞાન;
જિણેસર તું હી જગદાધાર; તું હી જગ હિતકારી જિ૦ ૧
ધર્માદિક સહુ દ્રવ્યના રે, ગુણ પર્યાય સમેત;
નિત્યાનિત્ય તસુ ધર્મને રે, જ્ઞાયકતા નિજ ખેત. જિ૦ ૨
છતે પર્યાય જે જ્ઞાનના રે, તે તો નવિ બદલાય;
વર્ત્તના નવનવિ જ્ઞેયની રે, સમયમાં સવિ તે જણાય. જિ૦ ૩
સામાન્ય સ્વભાવ જે જ્ઞેયનો રે, સામાન્યે સવિ દેખંત;
સમયાંતરેં દર્શન મુખ્યતા રે, પ્રગટી તાહરે અનંત. જિ૦ ૪
ગુણ પર્યાય નિજ ધર્મ મેં રે, સદા પ્રવર્ત્તન નાંત;
પર પરિ રમણ તે નવિ ગ્રહો રે, તે માટે ચરણ અનંત. જિ૦ ૫
જ્ઞાનાદિક નિજ ગુણ તણી રે, ભોગ શક્તિ અસમાસ;
તેહજ વીર્ય અનંતતા રે, અનંત ચતુષ્ક ઇમ ખાસ. જિ૦ ૬
માહરી પણ એહવી અનંતતા રે, પર વીભાવે સંસક્ત;
આવિર્ભાવ પણે હોવે રે, શ્રી શ્રેયાંશ પ્રશક્ત. જિ૦ ૭
પ્રભુ ગુણ રમિ ચેતના રે, પરમોદયસું નિદાન;

સૌભાગ્ય લક્ષ્મી સૂરી સંપજે રે, સુયશ સમાધિ અસમાન. જિ૦ ૮

ઈતિ શ્રી શ્રેયાંશ જિન સ્તવનં. ૧૧

બન્યો રે કુંઅરજીનો સેહરો એ દેશી.

શ્રી વાસપૂજ્ય તનુ દેખિને, સુર નર હરખે સ્વાંત હો; જિંણદ.
નિજ વિગ્રહ કાંતે કરી, અધરી કૃત રવિકાંત હો; મુણિંદ. ૧
તુજ દર્શન મુઝ બાલ હું, સામાન્ય જનથી અધિક હોવે મંડલ
ક્ષિતિ પતિરૂપ હો; જિ૦
તેહથી હલધર હરીતનુ ચક્રી રૂપ અનૂપ હો, જિ૦ ૨
તેહથી ભૂષન પતિ વ્યંતરા, જો ઇશ ચઢતે વાન હો; જિ૦
અનુક્રમે કલ્પ ગ્રૈવેયક સુરા, અનુત્તર રૂપ નિધાન હો; જિ૦ ૩
અધિકા તેહથી મુનિવરા, ચૌદ પૂર્વધર વૃદ્ધિ હો; જિ૦
આહારક તનુ છવિ તેહથી, ગણપતિ રૂપ સમૃદ્ધિ હો. જિ૦ ૪
સહુથી લક્ષણ લક્ષિતં, જીત્યાં સવિ ઉપમાન હો; જિ૦
રૂપ અનંત ગુણ દેહમાં, શાંતિ રૂચિ અસમાન હો. જિ૦ ૫
તિલક સમાન ત્રિભુવન વિશે, નિપજાવ્યો ગુણ ગેહ હો, જિ૦
જગમાં પુદ્ગલ તેટલા, જિણે નહિ તુઝ સમ દેહ હો. જિ૦ ૬
પાદ પાદપ સુર સારિખા, શશિમુખ અતિ સુખ હેતુ હો; જિ૦
કરમ ભરમ હર કર કલ્યા, લોચન ભવોદધિ સેતુ હો. જિ૦ ૭
ઇમ પ્રભુ રૂપ નિજ સ્વરૂપને, પ્રાપતિ ભણિ સુનિદાન હો; જિ૦
અવિલંબિ લક્ષ્મીસૂરી અનુભવે; અનુત્તર સુખ અવિગાન હો. જિ૦ ૮

ઈતિ શ્રી વાસપુજ્ય જિન સ્તવનં. ૧૨

અરણક મુનિવર ચાલ્યા ગોચરી, એ દેશી.

વિમલ જિણેશર નિજ કારજ કર્યો, છંડીને સોપાધિ ભાવો જી;
એકપણે સવિ ગુણમાં મિલિ રહ્યા, પરમાનંદ સ્વભાવો જી, વિ૦ ૧
સુમનસ કાંતારે વિભ્રમ રોચિતા, જસુ માનસ ન ક્ષોભાવે જી;
મંદર વાયે રે સવિ સુર જીતિયા, તું તો જીતેંદ્રી સ્વભાવે જી, વિ૦ ૨
ત્રિભુવન બંધુ રે અતિશય પૂરણો, દોષ અભાવે ગત તાંતી રે;
દીર્ણાંગજ અરિહા મિટિ ભર ઇહા, અતુલ દાયક મુઝ શાંતિરે. વિ૦ ૩
નિપ્રતિબંધ અબંધક મેં સ્તવ્યો, અપવર્ગ પદ્વીનો ભૂપો જી;
નિકટ કરે જનને મન સુંદર, દેખે તે સહજ સ્વરૂપો જી. વિ૦ ૪
વિમલ જિણંદથીરે ધ્રુવ પદ રાગીઆ, નિર્મલ કરે નિજ શક્તિ રે,
સૌભાગ્ય લક્ષ્મી સૂરી અવધ ભેદી લહે, પૂર્ણાનંદ પદ વ્યક્તી રે. વિ૦ ૫

ઈતિ શ્રી વિમલ જિન સ્તવનં. ૧૩

દેશના દઇતા રે; એ દેશી.

અનંત જિન સહજ વિલાસી, પ્રભુ લોકાલોક પ્રકાસી;
કેવલ નિજ નાણ વિકાશી, જિણંદરાય દેશના દેઇતા રે.
ભવ જલ નિધિ પાર ઉતારે. જિ૦ ૧
ગુણમણિ ખાણી સત્યવંતી, નયગ્રામ ધારક ધનવંતી;
ભવિ ચિત્ત પંકજ વિલસંતી. જિ૦ ૨
ત્રિભુવનપતિ ત્રિગડે સોહે, ત્રિભુવન જનના મન મોહે;
તરણિપરે જન પડિબોહે. જિ૦ ૩

નવિમત એકંત ભણંત, જેહ ચાર નિક્ષેપાવંત ;
અટ ભાષામાં પ્રણુમંત. જિ૦ ૪
ઉપજે વ્યય થિર ત્રિક રૂપ, સર્વ ભાવમાં વર્ત્તન રૂપ,
તેહ કહેવા વચન અનૂપ. જિ૦ ૫
પણ તીશ ગુણે ગુણવંતી, સમકાલે સંશયહરંતી,
મુનિ શુભ ચેતના વિકસંતી. જિ૦ ૬
કેવલ કાસારથી નિકાશી, નિશ્ચય વ્યવહાર પ્રસંશી,
મિથ્યા કલિમલ વિધ્વંશી. જિ૦ ૭
સુણતાં નિજ વાણી સીછા, ખટ માસ ન ભોજન ઇચ્છા,
દૂરે નિગમે ભવ વીછા. જિ૦ ૮
સવિ દોષ હરણ જિન વાણી, સૌભાગ્ય લક્ષ્મી સૂરી જાણી;
એ તો સમકિત સુખની નીસાણી. જિ૦ ૯

ઇતિ શ્રી અનંત જિન સ્તવનં. ૧૪

જીહો જાણ્યું અવધિ પ્રભુજીને, એ દેશી.

જી હો ધર્મ તીર્થંકર જગ ગુરૂ, લાલા, નિર્જીત મોહ નરેહ,
જી હો જાતિ કર્મ ઉચ્છેદીને, લાલા, કેવલ પ્રગટ્યું અમંદ. જિણેસર ધરમ પરમ કહે ધીર. ૧
જી હો શેષ જ્ઞાન છદમસ્થના, લાલા, અંતર ભાવે તે હોય,
જી હો જિમ અંશુમાલિની કાંતિમાં, લાલા, ઉડુગન લય લીન જોય, જી૦ ૨
જી હો જ્ઞાન સમે સવિ સૂર તિહાં, લાલા, ત્રિગડું રચે મનોહાર,
જી હો પૂર્વાભિ મુખેં પ્રભુ થિતિ કરે, લાલા, ભા સુર આસને સાર જિ૦ ૩

